# THE FOUNDERS OF ISRAEL

BY

THE REV. W. M. GRANT, M. A.

PRINTED AND PUBLISHED FOR

**THE PUBLICATION FUND OF THE I. P. MISSION**

BY REV. R. S. DICKEY, AT THE MISSION PRESS, SURAT.

Published with the kind permission of Committee on
Publications of Church of Scotland, Edinburgh.

**1940**

*1st Edtion* *500 Copie*

# અનુક્રમણિકા

# ઈસ્રાએલના આદિસ્થાપકો

## પ્રકરણ ૧ લું

### ઇતિહાસદ્વારા ઈશ્વરનું પ્રકટીકરણ

હેબ્રી લોકો કનાન દેશમાંથી મિસરમાં કેવી રીતે આવ્યા, તે આપણે યુસફ અને તેના ભાઈઓની વાર્તા પરથી આગલા પુસ્તકમાં જોઈ ગયાં છીએ. હવે તેઓ મિસર દેશમાંથી કેવી રીતે નીકળ્યા, અને કેવી રીતે તે જુદાં જુદાં હેબ્રી કૂળો એક પ્રજારૂપ થયાં, તે "નિમર્ગન"ના પુસ્તક પરથી આપણે જોઈશું. ( નિર્ગમન=નીકળવું અથવા બહાર નીકળવાનો રસ્તો). હેબ્રી લોકોનો ધર્મ અને તેમનો જીવનવ્યવહાર વગેરે બાબતો શરૂઆતે કેવી હતી, અને એ શરૂઆત કેવી રીતે થઈ, ઇત્યાદિ વાતોનું અવલોકન આપણે "ઉત્પત્તિ"ના પુસ્તક પરથી કરી ગયાં છીએ, અને એ તો માત્ર તેઓના ઇતિહાસમાં એક મજલ હતી. હવે તેઓ એક મજલ આગળ વધેલા છે. એ પુસ્તકને અંતે જે શાંતિસહિત સમાપ્તિ જેવું છે, તે તો માત્ર વાર્તામાં એક વિરામ છે, જ્યાં રહીને માત્ર પાછળ દૃષ્ટિપાત કરવાનો છે, પરંતુ હજી તો ભવિષ્ય ભણી દૃષ્ટિ રાખીને ઘણું આગળ વધવાનું છે. ખરૂં જોતાં આપણે તો માત્ર ગોત્રપતિઓ કે આદિપૂર્વજોનો કોટુંબિક ઇતિહાસ જ જોયો છે, અને તેમાં હેબ્રી લોકોના પ્રજાપણાના અને ધર્મના પાયા નંખાયલા છે, તે જોયું છે; વળી એ પ્રજા કેવી રીતે વધતી ગઈ અને તેઓનો ધર્મ કેવો વિકાસ પામતો ગયો, તેને લગતા ધર્મવિષયક વિચારો એ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યા છે; અને હવે, એ હેબ્રી કૂળો, જે "ઇસ્રાએલપુત્રો" એ નામથી પોતાને ઓળખાવતા, તેઓમાં રાષ્ટ્રિય જીવન—રાષ્ટ્રિય ભાવના—નો ઉદ્‌ભવ કેવી રીતે થયો, એ આપણે બાઇબલના બીજા પુસ્તકમાં, એટલે "નિર્ગમન" પુસ્તકમાં જોઈશું.

**ઇસ્રાએલમાં રાષ્ટ્રિય ચૈતન્યનો** ઉદ્ભવ થયો, એનો અર્થ એ છે, કે ઇસ્રાએલનાં જુદાં જુદાં કૂળોને ધીમે ધીમે, ક્રમે ક્રમે, એવી લાગણી થતી ગઈ, કે અમે એક પ્રજા કે રાષ્ટ્ર છીએ. એક લોહી અર્થાત્ એક મૂળ પૂર્વજમાંથી ઊતરી આવેલા, એક ભાષા બોલનારા, અને એક દેશમાં રહેનારા લોકોનો સમૂહ, તે પ્રજા કહેવાય છે. એ ઉપરાંત જ્યારે તેઓનો ધર્મ, તેઓના કાયદાઓ, તેઓનો અનુભવ અને તેઓની ભવિષ્યની આશા એક હોય છે, ત્યારે તેઓમાં પૂરેપૂરૂં રાષ્ટ્રિય ચૈતન્ય આવ્યું છે, એમ કહી શકાય. આ વ્યાખ્યા પ્રમાણે હેબ્રી લોકો એક પ્રજા હતા, કારણ કે તેઓ એક ઇશ્વિર જે સદા જીવતો અને પ્રેમાળ છે તેને માનતા, એક જ જાતના કાયદાકાનૂનના બંધનમાં સર્વ હતા, અને આખી સૃષ્ટિ જે દિશા તરફ ગમન કરે છે તે દિશા તરફ તેઓ સર્વ પ્રયાણ કરી રહ્યા હતા, અને એક જ આશા તેઓ સર્વ રાખતા હતા. ત્યારે એ પરથી લાગે છે, કે તેઓનો ધર્મ એ, તેઓને પ્રજારૂપ થવામાં સાધનભૂત નીવડ્યો હતો. ખરો ધર્મ એ પ્રજાનું સંગઠન છે.

**"નિર્ગમન"માં સમાએલા ઇતિહાસનાં મૂળ સાહિત્યો—** યહોવાહવાદી, એલોહિમવાદી અને યાજકવાદી સાહિત્યોને આધારે "ઉત્પત્તિ—યહોશુઆ" સુધીનો ષડ્ગ્રન્થ લખવામાં આવ્યો છે. હવે હેબ્રીપુત્રોની બાકીની વાત, એટલે મિસર દેશમાં તેમના પર કેવો જોરજુલમ કરવામાં આવે છે, તેમનો તેમાંથી કેવી રીતે છૂટકો કરવામાં આવે છે, અને ત્યાંથી નીકળી અરણ્યમાં લાંબી મુસાફરી કરીને તેઓ કેવી રીતે કનાન આવી તે દેશ હસ્તગત કરી લે છે, એ બધી વાત "નિર્ગમન"થી "યહોશુઆ" સુધીનાં પુસ્તકોમાં એજ ત્રણ સાહિત્યોને આધારે સવિસ્તર કહેવામાં આવેલી છે. આ ષડ્ગ્રંથમાંના પહેલા પુસ્તકમાં અને બાકીનાં પાંચ પુસ્તકોમાં ફેર એટલો છે, કે જો કે એ બધાં પુસ્તકોનું મૂળ સાહિત્ય એક જ છે, તોપણ પહેલામાં એ સાહિત્યનો ઉપયોગ, ઝટ માલૂમ પડી આવે, એવી રીતે કરવામાં આવ્યો છે, અને બાકીનાં પાંચ પુસ્તકોની વાત એવી નથી. "યહોવાહ" નામ પ્રગટ કરવામાં આવ્યું ત્યારથી એક મોટા તફાવતનો લોપ થયો છે, અને વિદ્વાનો હવે એમ કહે છે, કે એજ સાહિત્યો પરથી "ઉત્પત્તિ" સિવાયનાં બીજાં પુસ્તકો રચવામાં આવ્યાં છે, અને તે એ તે

પ્રબોધક (J E) અને યાજક (પ) સાહિત્યો છે. આ બે સાહિત્યોનો ઉપયોગ કરી તેનો ષડ્ગ્રંથ રચતાં જુદા જુદા અધિપતિઓ જુદા જુદા દૃષ્ટિબિન્દુ પર ધ્યાન આપે છે, દરેકની લખવાની શૈલી પણ જુદી છે, અને એમ કરતાં તેઓએ, ખ્રિસ્તી મંડળીએ સુવાર્તાઓને માટે જેવું કર્યું છે તેવું, આપણે માટે કર્યું છે. એટલે તેઓએ ઇસ્રાએલ લોકોના પ્રાચીન ઇતિહાસનો એવો મેળ ગોઠવ્યો છે, કે જે પરથી ઇશ્વરે પોતાના લોકોના મહાન બચાવ કે છૂટકાને સારૂ શું કર્યું છે, તેની એક સળંગ વાર્તા આપણને મળી આવે છે. વળી જેમ સુવાર્તાના સંબંધમાં કેટલીક દંતકથાઓ ચાલે છે તેમ, ઇસ્રાએલીઓના આ પ્રાચીન વૃત્તાંત ઉપરાંત તેમને લગતી કેટલીક દંતકથા ચાલી આવેલી છે, કેટલાક સંસ્કારો પડી ગએલા છે, અને કેટલુંક શિક્ષણ વંશપરંપરાથી મોઢે ચાલતું આવેલું છે, અને એ બધું મળીને, ઇશ્વરે ઇતિહાસદ્વારા કેવી રીતે પોતાને પ્રગટ કર્યો તેનો સારો પ્રકાશ આપણને મળે છે. "નિર્ગમન"માં આપણે જે વાતો વાંચીએ છીએ, તેમાં ઇશ્વરે શું શું કર્યું હતું, તે એક પેઢીનાં માણસો બીજી પેઢીનાં માણસોને કહેતાં. એ વાર્તાઓમાં કાવ્યો અને કવિતાઓ પણ મિશ્રિત થએલાં છે, અને એવું તો હરકોઈ કોમના સાહિત્યની શરૂઆતે હોય છે જ. એ ઉપરાંત કેટલાંક સ્થળવાચક નામો, ઉત્સવો, સંસ્થાઓ અને કાયદા-કાનૂનો પણ લોકોમાં પ્રચલિત હતાં, અને એ બધું, ષડ્ગ્રંથ રચાયા પૂર્વે લોકોમાં પ્રચલિત થએલું હતું, આ બધું સાહિત્ય એકઠું મળીને આપણી ષડ્ગ્રંથની વાર્તા બનેલી છે.

**ઇતિહાસમાં ધર્મનું સ્થાન—**"નિર્ગમન"ના પ્રથમ અધ્યાય-માં જ આપણા વાંચવામાં એક ધ્યાન ખેંચે એવી વાત આવે છે. પુસ્તકની શરૂઆતે જ રાષ્ટ્રિય જીવનના આરંભની વાત આવે છે. "જુઓ, ઇસ્રાએલપુત્રોના લોક" (પ્રજા) (નિર્ગ. ૧ ; ૯). આવી રીતે પુસ્તકનો હેતુ અણધાર્યો અને અજાણતાં પ્રગટ કરી દેવામાં આવે છે. ષડ્ગ્રંથના ધાર્મિક લેખકો જે વાર્તા લખે છે તેમાં આ હેબ્રીપુત્રો જે પ્રભુના ખાસ લોક બનવાના હતા, અને એ પ્રજા જે "પ્રભુનો દુ:ખસહન કરનાર અને મહિમાવંત સેવક" બનવાની હતી, તેઓને કેવો કેવો જુલમ વેઠવો પડયો હતો, તેમને કયાં કયાં ભટકવું પડયું હતું, અને તેમને કેવાં કેવાં યુદ્ધ

કરવાં પડયાં હતાં; અને એવા જાતજાતના અનુભવ લીધા પછી જ જે ખાસ હેતુને સારૂ ઈશ્વરે તેમને પસંદ કર્યા હતા, તે પાર પાડવાને તેઓ કેવા લાયક નીવડયા—એ બધું આપણે અત્રે જોવાનું છે.

**શાસ્ત્રના ઇતિહાસનું ધર્મવિષયક દૃષ્ટિબિંદુ**—સૌથી પહેલાં આપણે એ ધ્યાનમાં રાખવું જોઈએ, કે બાઇબલમાં ઈસ્રાએલ લોકોનો જે ઇતિહાસ સમાએલો છે, તે કંઈ સાધારણ ઇતિહાસ નથી; એ કંઈ હિન્દના ઇતિહાસ કે ઈંગ્લાંડના ઇતિહાસ જેવો નથી, કે જેમાં માત્ર જુદાં જુદાં રાજ્યોની ચઢતીપડતી જ બતાવવામાં આવેલી હોય, કે રાજાઓનાં નામ અને જુદા જુદા વિગ્રહો, સાલો, સ્થળો, વગેરે જ માત્ર આપવામાં આવેલું હોય; પરંતુ એ તો ખરી રીતે જોતાં, ધાર્મિક દૃષ્ટિએ નિહાળતાં ઇતિહાસ એટલે શું, તેનું વિવેચન છે, એમાં તો હેબ્રી લોકોના અનુભવમાં આવતા જીવનવ્યવહારના નિયમો અને ધર્મનું વિવરણ કરવામાં આવેલું છે. એમ છતાં કેટલાક લોકો એમ પણ કહે છે, કે બાઇબલમાં સમાએલી પુરાતન કાળની વાતોને, આપણે જેમ કોઈ બીજું વાર્તાપુસ્તક વાંચીએ, એવી જ દૃષ્ટિએ વાંચવી જોઈએ. પરંતુ આનો જવાબ હા અને ના, બન્ને રીતે આપી શકાય. આટલું તો ખરૂં, કે જેમ બીજા કોઈ પ્રાચીન કે અર્વાચીન સાહિત્યની સત્યતા આપણે અમુક અમુક ધોરણોને આધારે સાબિત કરીએ છીએ, તેવી જ રીતે એજ ધોરણાનુસાર બાઇબલ સત્ય છે કે કેમ તેની સાબિતી પણ આપણે કરવાની છે. બાઇબલમાં જે કંઈ કહેવામાં આવે છે તે આપણે માન્ય કરવાનું છે ખરૂં, પરંતુ તે બાઇબલમાં લખવામાં આવેલું છે, તેથી નહિ, પણ તે સત્ય છે તેથી. તોપણ એ વાતની સાથે સાથે આપણે આ વાતને વિસરી જવી ન જોઈએ, કે બાઇબલ તે કંઈ સાધારણ કે બીજાં પુસ્તકોની હરોળનું પુસ્તક નથી; માટે તે વાંચતાં જે ધાર્મિક દૃષ્ટિબિંદુથી તે લખવામાં આવ્યું છે તે આપણે સ્વીકારવું એટલું જ બસ નથી, પરંતુ જે ધર્મ તેમાં સમાએલો છે, તે પ્રત્યે પ્રેમ ને પૂજ્યભાવસહિત આપણે તે વાંચવું જોઈએ. જે માણસો અતડા, દોષ જોનારા, અને નિરુત્સાહી હોય છે, તેમને તો બાઇબલ વાંચો ન વાંચો એ સો સરખું છે, કારણ કે એવી વૃત્તિ ધરાવનારાઓને બાઇબલ પરથી કંઈજ શીખવાનું મળતું નથી, તેમને તે જીવંત પુસ્તક

લાગતું નથી. કુદરતની વાત પણ એવી જ છે. જેઓ કુદરતનો અભ્યાસ કરવા માગે છે, તેઓનામાં તે પ્રતિ પ્રેમ અને સહિષ્ણુતા હોય તો જ તેઓ તેનું રહસ્ય સમજી શકે, તેમજ જે પુસ્તકમાં ઈશ્વરનું પ્રકટીકરણ કરવામાં આવેલું છે, તે પણ પ્રેમપૂર્વક ને સન્માનપૂર્વક વાંચ્યા વિના સમજવું અશક્ય છે. ઇસ્રાએલી લોકોની જે વાત બાઈબલમાં લખવામાં આવેલી છે, તે ખાસ ધાર્મિક ધ્યેય રાખીને લખવામાં આવેલી છે—ધાર્મિક શિક્ષણ અને વિકાસના બિન્દુથી એ ઇતિહાસ તરફ લક્ષ આપવામાં આવેલું છે, અક્ષય અને અનંત બાબતો પર ધ્યાન દઈને એ ઇતિહાસ લખવામાં આવેલો છે. જેમ કોઈ માણસને કંઈ ચીજ બનાવવી હોય અને તેની બનાવટમાં તે પોતાની પાસે જે જે સાધનો હોય તેનો ઉપયોગ કરે, તેમ અમુક હેતુ પાર પાડવાને પ્રભુ પોતાની સૃષ્ટિમાં, જુદાં જુદાં માણસો, જુદા જુદા સંજોગો અને જુદી જુદી કુદરતી શક્તિઓનો ઉપયોગ કરીને, કામ કરી રહેલો જોવામાં આવે છે, અને એટલા કારણે જ આ ઇતિહાસ લખવામાં આવેલો છે અને એટલા કારણે જ તે લખવાજોગ પણ ઠરે છે. આ વાત જો આપણે ધ્યાનમાં રાખીએ, તો આપણે સમજીશું, કે કેટલીક સંખ્યાઓ અને કેટલીક કુદરતી વસ્તુઓનો આડોઅવળો અર્થ કરવો એમાં કંઈ મુદ્દાની વાત સમાયલી નથી. આપણે તો એ પુસ્તક વાંચતાં જે ધ્યાનમાં રાખવાનું છે તે એટલું જ, કે એ પુસ્તકની મારફતે આપણે ઈશ્વરને જોઈ શકીએ છીએ કે નહિ? એ પુસ્તક લખવાનો મુખ્યાર્થ જ એ છે, કે "જે સર્વ તથા સર્વમાં છે," અને જેના વડે સર્વ ટકી રહેલું છે અને વ્યવસ્થિત રહેલું છે, તેને દર્શાવવો; અથવા દુનિયાનો કર્તા પોતાને પ્રગટ કરતાં કેવાં કેવાં કામો કરે છે, અને કેવે કેવે રસ્તે તે કરે છે, એ પ્રગટ કરવું, એ જ એ પવિત્ર લખાણનો આશય છે.

# પ્રકરણ ૨જું

## ઈસ્રાએલી લોકો પર થતો જુલમ

(નિર્ગમન ૧; ૭-૧૪)

**ઈસ્રાએલી લોક મિસરમાં**—ઈસ્રાએલી કે હેબ્રી લોકો મિસરમાં ૪૩૦ વરસ રહ્યા હતા એવું નિર્ગમન ૧૨; ૪૦માં લખેલું છે ખરૂં, તોપણ તેઓ ચોક્કસ કેટલી મુદ્દત ત્યાં રહ્યા હશે, એ ખાતરીપૂર્વક આપણે જાણતાં નથી. કેટલાક વિદ્વાનોની માન્યતા એવી છે, કે એ ૪૩૦ વરસના અરસામાં ગોત્રપતિઓનો જમાનો પણ આવી જાય છે, અને બીજા કેટલાક વળી એમ પણ કહે છે, કે એ અરસામાં (૪૩૦ વરસ) ચાર પેઢીઓ સમાએલી છે. પરંતુ જો કે એ લોકો મિસરમાં કેટલો વખત રહ્યા, એનો ચોક્કસ નિર્ણય થઈ શકતો નથી ખરો, તોપણ આટલું તો આપણે માની શકીએ છીએ, કે હુકસોસ યાને ભરવાડ વંશના પાછલા રાજાઓના સમયમાં હેબ્રી લોકો ગોશેનમાં વસવા આવ્યા હતા. એ ભરવાડ વંશના રાજાઓ એશીઆ ખંડની કોઈક જાતિના હતા, અને તેઓ દક્ષિણ મિસર દેશની હકુમત પચાવી પડ્યા હતા.

હેબ્રી લોકો બધાજ મિસરમાં આવી વસ્યા હશે કે કેમ, એ તો એક વિવાદિત બાબત છે ખરી. અને એમ ભલે હોય; પરંતુ એમ કહેવું, કે કોઈ પણ ઈસ્રાએલી કદી મિસરમાં આવ્યો જ નહોતો, એ તો બિલકુલ માનવા લાયક વાત નથી. હેબ્રી લોકો મિસરમાં આવ્યા હશે કે કેમ, એ બાબતનું છેવટનું નિરાકરણ માત્ર એટલા પરથી જ કરવાનું નથી, કે પુરાતન સ્તંભ પરના લેખોમાં એ વિષે કંઈ ઈશારો નથી અથવા છે તો નહિ જેવો છે. મિસરના ડેલ્ટા કહેવાએલા ભાગમાં એ વખતે બીજી કેટલીક કોમના લોકો પણ હેબ્રીઓ સાથે રહેતા હતા, અને તે બધી કોમોના લોકો, હેબ્રી સુદ્ધાં, પરાધીન ને અધમ સ્થિતિમાં હતા. એવા હલકા, અધમ સ્થિતિના ને કંગાળ લોકો પર રાજકર્તાવર્ગના લોકો ઓછું ધ્યાન દે, અથવા તેમને કશી ગણતરીમાં ન લેખવે, એ સંભવિત જ છે. અને એ પણ સંભવિત

છે, કે એવી બધી જુદી જુદી કોમોને જુદે જુદે નામે ઓળખવા કરતાં રાજવંશી લોકો તે સર્વને એક જ નામે ઓળખે. પરંતુ પ્રભુના પસંદ કરેલા લોકોના ઇતિહાસમાં એવો એક સમય તો હતો જ કે જે વખતે તેઓ મિસરમાં રહેતા હતા; અને એ વાતનો તો કોઇથી ઇનકાર થઈ શકે એમ નથી, તેમજ વળી એ કંઈ ઉપજાવી કાઢેલી દંતકથા પણ નથી. જાત્યભિમાન એવું છે, કે કોઈ પણ જાતિના લોક પોતાની જ અધમ દશાની વાત જોડી કાઢે નહિ. એવું બનવુંજ અસંભવિત છે.

**યુસફને ન ઓળખે એવો એક રાજા**—ગોશેનમાં હેબ્રી લોકો પર ઘણાં વરસો સુધી રાજકર્તાની મહેરબાની રહી, અને એટલા વખતમાં તેઓ સંખ્યામાં પુષ્કળ વધ્યા, તેમજ તેઓ બહુ સંપત્તિવાન પણ થયા. પરંતુ જ્યારે ઉત્તર મિસરના જ કોઈ જાતના લોકોએ હુકસોસ વંશના રાજાને હરાવી હાંકી કાઢયા, અને પોતે ગાદીપતિ થયા, ત્યારે રાજવંશ બદલાતાં રાજરક્ષિત લોકોની સ્થિતિ પણ પલટાઈ ગઈ. અને એવું જ્યારે ત્યારે બને છે જ. આ નવો રાજવંશ ૨૫૯ વરસ ચાલ્યો, અને એ અરસામાં મિસર દેશે, અગાઉ કદી નહિ ભોગવેલી એવી, જાહોજલાલી ભોગવી. આ ૨૫૯ વરસનો મિસરનો ઇતિહાસ બહુ ઉજ્જવળ હતો; પરંતુ એ કાળમાં હેબ્રી લોકોની તો પૂરી દુર્દશા થઈ. પહેલાં તો તેઓ ગોશેન પ્રાંતમાં સ્વતંત્ર ને રાજાના માનીતા જેવા લોક હતા, પરંતુ હવે તો એ સ્વતંત્રતા અને માનીતાપણાને બદલે તેઓ ગુલામાવસ્થા અને બંધનાવસ્થામાં આવી પડયા. હેબ્રીઓના નામાંકિત નર યુસફે અગાઉ મિસર દેશની જે ઉત્તમ સેવા બજાવી હતી, તેનું આ નવા વંશના રાજાને કશું ભાન નહોતું, કારણ કે તે "યુસફને ઓળખતો નહોતો" (૧ ; ૮), તેથી યુસફના સજાતિ લોકોની અવદશા આવી. વળી એ અરસામાં રાજકીય સંજોગો પણ હેબ્રીઓને અનુકૂળ નીવડયા નહિ, અને તેથી પણ તેમને માથે ઘણુંજ સંકટ આવી પડયું. આ વખતે મિસરી લોકો સિરિયામાં પોતાની સત્તા બેસાડવાનો પ્રયત્ન કરતા હતા, અને એશીઆમાં તેમનો જે તાબાનો મુલક હતો, તેના લોકો સામે થવાની બીક બતાવતા હતા તેથી તે મુલક પર પોતાનો કાબુ કાયમ રહેશે કે કેમ, એ વિષે તેમના મનમાં અંદેશો હતો.

**મિસરીઓને ઈસ્રાએલીઓનું ભય**—હેબ્રી લોકો થોડા વખતમાં બહુ જલદી વધીને પુષ્કળ થયા હતા, તેઓનું રહેઠાણુ મિસરની સરહદ પર આવેલું હતું, મિસર દેશના બીજા લોકોથી તેઓ ઘણી બાબતે અતડા રહેતા હતા, તેઓના ધર્મને લગતા રીતરિવાજો બીજા લોકોના કરતાં ઘણા જ જુદા હતા, આ બધી બાબતોને લીધે તેઓ વફાદાર લોકો હશે કે કેમ, એ વિષે મિસરના સત્તાધારી વર્ગમાં ગભરાટ પેઠો, શંકા ને ચિંતા પણ પેઠી. મિસરીઓએ કહ્યું, કે "ઇસ્રાએલપુત્રોના લોક આપણા કરતાં ઝાઝા તથા બળવાન છે" (૧ ; ૯). રખેને પરદેશ સાથે "કોઇ લડાઈ જાગે ત્યારે એવું બને કે તેઓ આપણા શત્રુઓની સાથે મળી જઇને આપણી સામે લડે, ને દેશમાંથી નીકળી જાય" (૧ ; ૧૦), અને એશીઆની સરહદ પર તેઓના નાતીલાજાતીલા કે સગાંસ્નેહીઓ સાથે મળી જાય. ૧૯મા વંશનો જે નવો રાજા નામે રામસેસ બીજો (ઈ. સ. પૂ ૧૩૦૦–૧૨૩૪) થઈ ગયો, તેના મનમાં હેબ્રી લોકો વિષે એવા એવા વિચારો આવવા લાગ્યા.

**ઈસ્રાએલીઓ પર કેર વર્તાવનાર રાજા ફારૂન**—મિસર દેશમાં ઇસ્રાએલી લોકો પર જે ફારૂન રાજા જુલમ ગુજારતો હતો, તેજ રાજા રામસેસ રજો છે, એવું ઘણું કરીને આજે બધા કબૂલ રાખે છે. તેના વિષે એમ કહેવાય છે, કે "મિસર દેશ પર જે સૌથી મહાન રાજ-કર્તાઓ થઈ ગયા, તેઓમાંનો એક રામસેસ પણ છે." અરામ દેશથી કૂશ દેશ સુધીમાં જે મોટા મોટા સ્મારકસ્તંભો ઊભા કરવામાં આવેલા છે, તે પર તેનું નામ મળી આવે છે; વળી તેણે ઘણાં દેવાલયો બાંધ્યાં હતાં અને શણગાર્યાં હતાં, તેમની દિવાલો પર તેણે મેળવેલી ફતેહોનાં યશોગાન લખેલાં છે. તેણે દેશમાં મોટાં મોટાં બાંધકામો કરવાની અને નહેરવાટે પાણી પાવાની મોટી મોટી યોજનાઓ ઉપાડી હતી, અને એ યોજના પાર પાડવાને તેણે લોકો પાસે વેઠ કરાવી. આવી વેઠ કરાવવાનો ધારો તો પૂર્વના દેશોમાં ઘણા પ્રાચીન કાળથી ચાલતો આવેલો હતો. જ્યારે ઈ. સ. ૧૮૮૬માં મિસર દેશ અંગ્રેજ સલ્તનત નીચે આવ્યો ત્યારે એ વેઠનો એ દેશમાંથી સમૂળગો નાશ કરવામાં આવ્યો. આ પરથી જણાય છે કે ઘણા પુરાતન કાળથી લગભગ આધુનિક કાળ સુધી એ દેશમાં વેઠ કરાવવાનો કનિષ્ઠ રિવાજ ચાલુ રહ્યો હતો.

**જુલમી દોરના વખતનો મિસર દેશ**—હેબ્રી લોકો પર આ વેઠ સખત રીતે મૂકવામાં આવી. વેઠ કરનારા ઉપર દેખરેખ રાખવાને મુકાદમો ઠરાવવામાં આવ્યા હતા, અને દરેક મુકાદમના હાથમાં થોડા થોડા માણસો સોંપવામાં આવ્યા હતા. આ મુકાદમો લોકોને કેટલું બધું દુ:ખ દેતા હતા, અને તેમની પાસે સખત મહેનત કરાવી કેટલું બધું તેમની પાસેથી કામ લેતા હતા, તે પુરાણા સ્તંભો પર પાડેલાં ચિત્રો ને લખેલાં લખાણો પરથી જણાઈ આવશે. આવા એક સ્તંભ પર ઈંટ બનાવતા કેટલાક વેઠીઆ પાડવામાં આવ્યા છે, અને મુકાદમ તેમને કેવી ધમકી આપે છે તે પણ લખેલું છે: "જો જો, બેસી રહ્યા છો તો, મારા હાથમાં આ લાકડી જોઈ!" બીજો એક મુકાદમ પોતાના વડા મુકાદમને દિવસના કામની હકીકત આપતાં કહે છે, કે "તેઓ દરરોજ ઠરાવ પ્રમાણે ઈંટો પાડે છે. નવું ઘર બાંધવામાં તેઓ આળસ કરતા લાગતા નથી."

કાળી માટી અને નીલ નદીનો કાદવ, એ બેનું મિશ્રણ કરીને આ બધી ઇંટો બનાવવામાં આવતી હતી. એ વખતે એ દેશમાં ઈંટો પડાવવાની ખાસ જરૂર હતી, કારણ કે રામસેસ રાજા વખારોને માટે બે મોટાં નગરો (પીથોમ તથા રામસેસ) બંધાવતો હતો (૧; ૧૧), એ માટે કે તે યુદ્ધ વખતે કિલ્લા તરીકે કામમાં આવે અને વખાર તરીકે પણ વાપરી શકાય. હાલમાં કેટલાક વખતથી, બાઇબલમાં વર્ણવેલા દેશોમાં લોકો ફરીફરીને જાતજાતની તપાસ કરવા લાગ્યા છે, અને એ મહા સાહસનું એક શુભ પરિણામ એ આવ્યું છે, કે ઈ. સ. ૧૮૮૩માં પીથોમ નગર મળી આવ્યું છે. આ મળેલા શહેરને હેરોડોટેસ, જે એક મોટો ઇતિહાસકાર થઈ ગયો, તે પેટૂમસ (Patumus) કહે છે. મિસરી લોકો એ શહેરને પ-એટોમ (P-etom) કહે છે; પરંતુ તેની ઈંટો પરનાં લખાણો પરથી માલૂમ પડે છે, કે બાઇબલમાંનું જે પીથોમ નગર તે એજ છે. તેને મિસરની પૂર્વ સરહદ પર રક્ષિત વેપારી સ્થળ તરીકે અને ધાન્યાગાર તરીકે ઉપયોગમાં લેવાને બાંધવામાં આવ્યું હતું. આ પરથી આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ, કે જુદી જુદી બાબતોનું વર્ણન કરતાં લેખક તે વખતની ઐતિહાસિક પરિસ્થિતિ પર ધ્યાન દઇને લખે

છે; ગમે તેમ લખતો નથી, પરંતુ સંજોગો પૂરી રીતે સમજીને લખે છે. આ પરથી આ બીનાની ઐતિહાસિકતા માલૂમ પડે છે, માટે આપણે આ વાર્તા વાંચીએ એટલું જ નહિ, પરંતુ વાંચતાં વાંચતાં તે ખરી છે, એવું માનવું પણ જોઈએ.

**રામસેસની રાજનીતિ**—નહેરો ખોદાવવી, નહેરવાટે જમીનને પાણી પીવડાવવું, વગેરે લોકસેવાનાં સર્વ કામો હેબ્રી લોકો પાસે કરાવવામાં આવતાં. એ ઉપરાંત "ખેતરમાં સર્વ પ્રકારની મજુરી" (૧ ; ૧૪) પણ હેબ્રી લોકો પાસે જ કરાવવામાં આવતી. આવો અનેક પ્રકારનો જોરજુલમ હેબ્રીઓ પર કરવામાં આવતો હતો, તેમ છતાં પણ તેમની સંખ્યા તો પ્રતિદિન વધતી જ ગઇ; ત્યારે તેઓની વૃદ્ધિ અટકાવવાને એથી પણ સખત પગલાં લેવામાં આવ્યાં. એટલે હેબ્ર સ્ત્રીઓની પાસે જેઓ દાઈનું કામ કરતી હતી તે સ્ત્રીઓને માટે રાજાએ એક એવો હુકમ બહાર પાડયો, કે "જ્યારે તમે તેઓને પ્રસવપાટ ઉપર જુઓ, ત્યારે જો છોકરો અવતરે તો તેને મારી નાખવો" (૧ ; ૧૬). પરંતુ મનુષ્યમાં જે સ્વાભાવિક દયાગુણ રહેલો છે, તેને લીધે હેબ્રી દાઇઓએ એવું નિર્દય કામ કર્યું નહિ, જેથી રાજાનો હુકમ એને ઠેકાણે જ રહ્યો. જ્યારે આ હુકમથી રાજાનું કંઈ ન વળ્યું ત્યારે તેણે બીજો હુકમ બહાર પાડયો, કે "જે પ્રત્યેક છોકરો જન્મે તેને તમારે નદીમાં [ કે પાસેની નહેરોમાં ] ફેંકી દેવો" (૧ ; ૨૨).

**ઈશ્વર, ઈસ્રાએલનો આધાર**—આ બધું કરવામાં ફારૂનની મતલબ એ હતી, કે એમ કરવાથી હેબ્રી લોકોનો બધો ઉત્સાહ અને તેમનો જુસ્સો મંદ પડી જશે, અને તેમની સંખ્યા બહુ વધી જશે નહિ, એટલે જેટલા જોઇએ તેટલા જ રહેશે. પરંતુ દુનિયાના કારોબારમાં જે એક મોટામાં મોટી બાબત, તેને તો રામસેસે બિલકુલ લેખવી જ નહિ. રામસેસે આ વાત તો ધ્યાનમાં લીધી જ નહિ, કે તેના જે પશુદેવો હતા તેમને તે એકને પાડી દે અને બીજાને તેને ઠેકાણે ઊભો કરી શકે ખરો, પરંતુ ઈસ્રાએલી લોકો સામે જે ઝુંબેશ તેણે ઉઠાવી હતી, તેમાં તો તે, ઈશ્વર જે સર્વશક્તિમાન છે, અને જે દુનિયામાં પોતાનું ધાર્યું કરે છે, જે રાજાઓ ઉપર પણ સત્તા ધરાવે છે, તેની સાથે સંબંધમાં આવતો હતો.

ઇશ્વરે પોતાના લોકોને માટે મનમાં કંઈક ધાર્યું હતું; પ્રથમ તો હેબ્રી લોકોને જ માટે, અને પછી તેઓની મારફતે પૃથ્વીના સૌથી છેવાડા ભાગ સુધીના લોકોને માટે. ઈશ્વરે આવું મહાભારત કામ માથે લીધું હતું, અને એમાં ફારૂન જો જાણેઅજાણે આડો હાથ ઘાલે તો તેમાં તેનું કંઈ વળવાનું નહોતું. ઈશ્વરનો મનોરથ તો પાર પડયો જ જતો હતો. જેમ જેમ મિસરીઓ હેબ્રીઓને વધારે દુઃખ દેતા, તેમ તેમ તેઓ તો વધતા ને વધતા જ જતા હતા. તેમના પર મિસરીઓએ ગમે તેટલા અંકુશો મૂકયા, તોપણ તેમાં તેમનું કંઈ વળ્યું નહિ. અંકુશો હોવા છતાં તેઓ તો નિરંકુશપણે એટલા બધા વધ્યા, કે મિસરીઓએ કાયર થઈને તેમને કંટાળ્યા. મિસરીઓ અને ઇસ્રાએલીઓ વચ્ચેના લાંબા યુદ્ધ પરથી જણાય છે, કે "માણસો[ની શક્તિ] કરતાં ઈશ્વરની નિર્બળતામાં વિશેષ શક્તિ છે" (૧ કોરીંથી. ૧; ૨૫). એ પ્રમાણે હવે પછી જોઈશું. ઈશ્વર જે જીવતો ખડક છે તેની સામે મિસર દેશ પોતાને પછાડતો હતો, માટે તેના કકડેકકડા થઈ ગયા, કારણ કે "પ્રભુ મંડયો રહે છે" એજ ઇસ્રાએલ શબ્દનો અર્થ થાય છે.

# પ્રકરણ ૩ જું

## મુસાનો જન્મ અને તેની કેળવણી

(નિર્ગમન ૨; ૧-૧૦)

**મુસાનો જન્મ**—હેબ્રીપુત્રો પર જે અરસામાં જોરજુલમ ચાલતો હતો તે અરસામાં લેવીય કૂળના લોકોમાં એક વિવાહ થયો. આમ્રામ કરીને એક પુરુષ હતો, તે યોખેબેદ નામની એક કુમારિકા જોડે પરણ્યો. આ લગ્નને યોગે આ ઘરમાં ત્રણ છોકરાં થયાં: તેમાં સૌથી મોટી એક દીકરી હતી, તેનું નામ મરિયમ; એનાથી ઊતરતો એક દીકરો હતો, જેનું નામ હારૂન હતું; સૌથી નાનો પણ દીકરો હતો, જે ઇસ્રાએલનો પૂર્વનિર્દિષ્ટ ઉગારનાર હતો. આ સૌથી નાના દીકરાનો જન્મ ભારે આપદાના અરસામાં થયો હતો, કારણ કે એના જન્મ વખતે રાજા તરફથી બાળહત્યાનો હુકમ અમલમાં હતો, તેથી તેની જિંદગીનું પહેલેથી જ આવી બન્યું હતું. પરંતુ જ્યાં પ્રેમ છે, ત્યાં જેના પર પ્રેમ છે, તેને માટે બચાવનો રસ્તો પણ હોય છે જ; તેમાં વળી માતાનો પ્રેમ તો એવો રસ્તો શોધી કાઢયા વિના રહે જ નહિ. બાળક દેખાવે રૂપાળું હતું, તેથી તે તેનાં માબાપને અતિ પ્રિય હતું. "હેબ્રીઓને પત્ર"માં કહેલું છે, કે "વિશ્વાસથી મુસાનાં માબાપે તેના જન્મ્યા પછી તેને ત્રણ મહિના સુધી સંતાડી રાખ્યો, કેમકે તેઓએ જોયું કે તે સુંદર બાળક છે; અને તેઓ રાજાની આજ્ઞાથી બીધાં નહિ" (હેબ્રી. ૧૧; ૨૩). (સરખાવો "સપ્તતિ" ભાષાંતર). જો આપણામાં વિશ્વાસ હોય તો જોઈતું કામ કરવાને તે ખરી અંતર્દૃષ્ટિ અને હિમ્મત છે, અને આપણી જિંદગીના ગમે તેવા સંજોગોમાં અને સંબંધોમાં તેનો અમલ આપણે કરી શકીએ છીએ.

**મહાન પુરુષોના જન્મમાં ઈશ્વરવિધાન**—આ બાળકનાં માબાપને તેનું સુંદર વદન જોઈને જ સહજ બુદ્ધિએ એમ લાગ્યું, કે એ કંઈ સાધારણ બાળક નથી, પણ તે કોઈ મહાપુરુષ નીવડશે. આવી રીતે

બાળકની સુંદરતામાંથી તેમના વિશ્વાસનો ઉદ્ભવ થયો, એટલું જ નહિ પણ તે વિશ્વાસ કાર્યશીલ નીવડયો. "નિર્ગમન"ના પુસ્તકમાં મુસાની જે વાત આવે છે, તે ઉપરાંત તેના વિષે ઘણી જોડી કાઢેલી કથાઓ યહુદીઓમાં પ્રચલિત હતી, પરંતુ તે બધી ખરી નથી, ઊલટું તેથી મૂળ વાતને કલંક લાગે છે. ઈશ્વર કુદરતી સાધનદ્વારા કામ કરે છે. આમ્રામ અને યોખેબેદ એજ માત્ર એવાં માબાપ નહોતાં કે જેઓનું હૃદય એવું કહેતું હતું, કે પ્રભુને અમારા બાળકનો ખપ છે. એવું સમજનાર બીજાં માબાપો પણ ત્યારે હતાં, અને સર્વ જમાનાઓમાં હોય છે. યોખેબેદે પોતાના બાળપુત્રને ફારૂનની પુત્રીને સારૂ ઉછેર્યો તે પહેલાં તેણે વિશ્વાસથી તેને પ્રભુને સારૂ ઉછેર્યો હતો. જ્યારે આ માબાપ પોતાના સૂતેલા બાળકના વદનને નિરખતાં હશે ત્યારે પ્રભુ પાસે છે, અને આપણે કંઈ નિરાશ થવાની જરૂર નથી એવો વિચાર તેમને જરૂર આવતો હશે. જુઓ! હેબ્રી મહાપુરુષનો જન્મસંજોગ, એ કેવો અજાયબ છે! અજાયબીમાં એનાથી ચઢે એવો જન્મસંજોગ તો માત્ર એક જ છે, અને તે તો ગભાણમાં જે પોઢેલો હતો તેનો.

**માબાપે કરેલો બાળકનો ત્યાગ**—ત્રણ મહિના સુધી તો બાળકને સંતાડી રાખવામાં આવ્યું, પરંતુ હવે એથી વધારે ક્યાં સુધી સંતાડી રખાય? તેથી દુ:ખ તો કહ્યું ન જાય એટલું હતું, તોપણ અજેય ઈશ્વરી વિધાન પર ભરોસો રાખીને, તેઓએ "ગોમતૃણની એક પેટી" લઈને તેમાં બાળકને સુવાડયો, અને પેટીને નદીતીરે બરૂઓ મધ્યે મૂકી દીધી. આ પેટી બાઈબલમાં કહ્યા પ્રમાણે કાં તો ગોમતૃણની અથવા તો સરકટની બનાવવામાં આવી હતી. આ એમનું સાહસ આપણે જેટલું ભયંકર અને જીવલેણ ધારીએ છીએ તેટલું નહોતું, કારણ કે સરકટના ડાંડાને તો એકઠા બાંધી તે પર ડામર વગેરે લગાડી લોકો તેના તરાપા બનાવતા હતા. યોખેબેદનો ઈરાદો પહેલેથી જ એવો હતો, કે એ પેટી કોઈના હાથમાં આવે તો સારૂં; તેથી નીલ નદીને તીરે જ્યાં સ્નાન કરવાને માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી, ત્યાં તેણે એ પેટીને મૂકી (કુલીન સ્ત્રીઓ નદીમાં નહાવા પડતી નહિ, પણ તેમને માટે ખાસ સ્નાનાગારો બાંધવામાં આવ્યાં હતાં). હવે એ બાળકની મોટી બહેન,

જે મરિયમ હતી, તે ત્યાં પાસે ઊભી ઊભી એ બાળકનું શું થાય છે, તે જોયા કરતી હતી.

**ફારૂનની પુત્રી**—રામસેસને તો ઘણી દીકરીઓ હતી, પણ તેમાંની એક તેને સૌ કરતાં વધારે વહાલી હતી. બાઈબલમાં આ પુત્રીનું નામ આપવામાં આવેલું નથી, પણ દંતકથા એવી છે, કે તેનું નામ થર્મ્યુથિસ હતું, અને તેની મા અરામી કોમની હતી, તેથી તેને હેબ્રી લોકો સાથે કોમી સગપણ હતું. આ રાજકુંવરીની સાથે તેની કેટલીક દાસીઓ પણ આવેલી હતી. હવે જેના વિષે દંતકથા કહે છે, કે તેની મા ફલાણી કોમની હતી, અને તેથી તેને હેબ્રીઓ સાથે કોમી સગપણ હતું, એજ જો આ રાજકુંવરી ખરેખર હોય, તો તેનામાં હેબ્રી બાળકને જોઈ લાગણી ને દયા ઉપજે એ સ્વાભાવિક જ છે. કદાપિ આ બધો સંજોગ ઈશ્વરે જ રચ્યો હશે. એ ગમે તેમ હોય, તોપણ એટલું તો ખરૂં જ, કે આ રાજકુંવરી સ્ત્રીજાત હતી, અને તેથી આવી સ્થિતિમાં આવી પડેલા નિરાધાર બાળકને જોઈ સ્ત્રીમાં સહજ દયા ઉપજે એ દેખીતું જ છે. રાજકુંવરીના હુકમથી દાસી જઈને તે પેટી લઈ આવી. બાઈબલમાં બાળકો પ્રત્યે (ઉત્પ. ૨૧; ૧૪–૨૦) કેટલી સહલાગણી છે, તે અહીં જણાવવામાં આવ્યું છે: "જુઓ, તે બાળક રડતું હતું" (૨; ૬). આ બીના પર બોધ કરતાં એક ઉપદેશકે એક વખત કહ્યું હતું, કે "જુઓ, નિર્દય પિતાની દયાળુ દીકરી! મહાન વ્યક્તિઓમાં દયાભાવ કેટલો શોભે છે!" લૉર્ડ મોર્લેએ ગ્લૅડસ્ટનના જીવનચરિત્રમાં આ દાખલો લઈને કહ્યું છે, કે "ક્યાં ફારૂનની અતિ ઉગ્ર નિર્દયતા, અને ક્યાં એ નિર્દયતાને ઠેકાણે એની દીકરીનો ઉત્તમ દયાભાવ!"

ખરા તાકડે અગાઉથી ઠરાવી મૂકયા પ્રમાણે એ બાળકની બહેન મરિયમે આવીને કહ્યું, કે "બાળકને ધવડાવવા સારૂ હેબ્રી બાઈઓમાંથી એક ધાવને તારી પાસે તેડી લાવું?" (૨; ૭). મરિયમ સમજી ગઇ હતી, કે એ બાળકને જોઈને રાજકુંવરીના મનમાં દયાનો ઝરો ફૂટયો છે, તેથી તેણે ઉપર પ્રમાણે કુંવરીને પૂછી જોયું, અને કુંવરીએ હા પાડતાં મરિયમ પોતાની માને જ તેડી લાવી. એમ લાગે છે કે કદાપિ એની મા નજીકમાં જ ક્યાંક ઊભી રહેલી હશે. એ પ્રમાણે ફરીથી પોતાના બાળકને

પોતાની પાસે જોઈ માતા હરખાઈ. હરખાવાનું વિશેષ કારણ એ હતું, કે માદીકરો બન્ને ફારૂનની પુત્રીના આશ્રય નીચે આવ્યાં હતાં, એટલે હવે કોઈ પણ જાતની બીક રહી નહોતી.

**બાળકનું નામકરણ**—ફારૂનની પુત્રીએ તેનું નામ મુસા પાડયું. મુસા એ નામ મિસરી શબ્દ 'મેસુ' (જેનો અર્થ 'દીકરો' થાય છે) પરથી પડેલું છે, અને એ નામ પરથી તો, નામ પાડનારને તેના પર કેટલું બધું વહાલ હતું, એ સૂચવાય છે. હેબ્રી ભાષામાં પણ એવા જ ઉચ્ચારનો એક શબ્દ છે, અને તેનો અર્થ "ખેંચી કાઢવું" કે "તાણી કાઢવું" એવો થાય છે. હેબ્રીમાં એવો શબ્દ ભલે રહ્યો, પરંતુ "મુસા" નામ તો શુદ્ધ મિસરી જ છે, તોપણ હેબ્રી ભાષામાં એવો મળતો શબ્દ હોવાથી વાર્તાનું આબેહુબપણું ઠીક જળવાય છે.

ત્રણચાર વરસ સુધી મુસાને તેની માએ સારી પેઠે સંભાળ્યો, પછી તે તેને રાજકુંવરી પાસે લાવી, અને તેણે તેને દત્તક કરી લઈને પોતાનો 'મેસુ' (દીકરો) બનાવ્યો. ત્યાર પછી આ કુંવરીએ તેને સારી ઉચ્ચ કેળવણી આપી ઉછેર્યો. આવી રીતે ઈશ્વર, જે દુનિયાનો સર્વ કારોબાર ચલાવે છે, અને જે ઉન્નત તથા નમ્ર જનનું ભાગ્ય ઠરાવે છે, તેણે એવું કર્યું કે જેથી રાજાનો ક્રોધ રાજાના જ પગમાં આવ્યો; કારણ કે મુસા જે મોટો થયા પછી મિસરના રાજાનો સામાવાળીઓ અને તેનો પરાજય કરનાર થયો, તે અત્યારે તેના જ મહેલમાં ઉછરે છે.

આવી રીતે મુસા જે જન્મે હેબ્રો અને કેળવણી તરફ જોતાં મિસરી હતો, તેને આ બે કોમો એટલે હેબ્રી અને મિસરી કોમો વચ્ચે જુદ્ધ ચલાવવાને ઈશ્વરથી જ તૈયાર કરવામાં આવ્યો હતો. તે એ બન્ને જાતના લોકોથી સારી પેઠે પરિચિત હતો, તેથી જો ફારૂનના હઠીલા હૃદયે તેના કામમાં અવરોધ ન નાખ્યો હોત, તો તે મિસર દેશમાં બીજો યુસફ બનત, અને તે એ બન્ને કોમનો ઉદ્ધારક અને પુનર્મિલાપ કરાવનાર નીવડયો હોત. પરંતુ ઈસ્રાએલના ઇતિહાસમાં એવું બનવાનું નહોતું, તેથી ઈશ્વરની યોજનામાં માણસની કુટિલતાનો પણ ઉપયોગ કરવામાં આવે છે, અને એ કુટિલતા ઈશ્વરી યોજના પાર પાડવાને કામમાં લેવામાં આવે છે.

**મુસાને આપવામાં આવેલી કેળવણી—મિસરીઓની વિદ્યા**—મુસાને જે કેળવણી આપવામાં આવી હતી, તે વિષે દંતકથામાં જાતજાતની વાતો કહેવામાં આવેલી છે. જુદા જુદા ધર્મસ્થાપકો કે મહાપુરુષોના બાળજીવન અને તેમની કેળવણી વિષે જોડી કાઢેલી જાતજાતની વાતો ચાલે છે. દાખલા તરીકે, ગોતમ બુદ્ધ વિષે કહેવાય છે, કે તેને બોદ્ધિવૃક્ષ નીચે બેઠાં બેઠાં બૌદ્ધમાર્ગ વિષે જ્ઞાન થયું હતું. ખ્રિસ્તી ધર્મની ખાતર સૌથી પહેલો પ્રાણ આપનાર સ્તેફન કહે છે, કે "મુસાને મિસરીઓની સર્વ વિદ્યા શીખવવામાં આવી હતી; તે બોલવાચાલવામાં બાહોશ, તથા કામ કરવામાં પરાક્રમી હતો" (પ્રે. કૃ. ૭; ૨૨). પરંતુ એ બધી પાછળથી જોડી કાઢવામાં આવેલી વાતોને ન ગણકારીએ તોપણ આટલું તો આપણે ખાતરીથી માનવું જોઈએ કે મુસા જે દેશમાં ઉછર્યો હતો, તે એ જમાનામાં બહુ સુધરેલો દેશ હતો, અને એ સુધરેલા દેશના બધા જુદા જુદા પ્રકારના લાભ તેણે લીધા હતા. ત્યાં કેળવણીનો અર્થ માત્ર વાચનલેખન, ગ્રંથકરણ કે ગણિતશાસ્ત્ર આવડયું, એટલે કેળવાયા, એવો કરવામાં આવતો નહોતો, પરંતુ એ ઉપરાંત નીતિધર્મ, સભ્યતા અને સદાચાર વગેરેનું શિક્ષણ લેવું એ પણ કેળવણીમાં જ સમાઈ જતું હતું. પિરામીડોની બાંધણી પરથી સ્પષ્ટ દેખાય છે, કે મિસરીઓ ગણિતશાસ્ત્રમાં કુશળ હતા એટલું જ નહિ પણ તેઓને ખગોળવિદ્યાનું પણ સારું જ્ઞાન હતું. આ સર્વ પ્રકારનું જ્ઞાન મુસાએ મેળવ્યું હશે, અને એ ઉપરાંત બીજા સુશિક્ષિત માણસોની પેઠે અવલોકન ને અનુભવથી તેણે વૈદકજ્ઞાન અને એવા અન્ય વિષયોનું જ્ઞાન પણ સંપાદન કર્યું હતું.

**શરૂઆતનાં વર્ષોમાં કરેલી તૈયારી**—આવી રીતે જ્ઞાનસજ્જ થઈને મુસા પ્રભુનો સેવક બન્યો, અને મિસરની શાળાઓમાં સંપાદન કરેલા જ્ઞાન વડે તે પ્રભુની સેવામાં જોડાયો. તેણે ફારૂનને કહ્યું હતું, કે "અમે ત્યાં પહોંચીએ ત્યાં સુધી અમે જાણતા નથી કે અમારે શા વડે યહોવાહની સેવા કરવી પડશે" (નિર્ગ. ૧૦; ૨૬); આવી રીતે જે મોટું કામ તેને કરવાનું હતું તેને માટે તે અજાણતાં તૈયાર થતો હતો, અને ફારૂનની આગળ ઉચ્ચારેલું તેનું સૂત્રરૂપ વચન, એજ કેવી તૈયારી કરવી

એ બાબતની તેને સૂચના આપતું હતું. આપણે આપણા જીવનમાં આગળ જતાં કેવી કેવી સેવા કરવી પડશે તે જાણતાં નથી, તો ભવિષ્યમાં આપણે માથે જે જે વિધવિધ કામો કરવાનાં આવે અને ફરજો બજાવવાની આવે તે આપણે યથાયોગ્ય રીતિએ કરી શકીએ, માટે આપણે આપણાં મનોને જુદા જુદા પ્રકારના જ્ઞાનથી વેળાસર કેળવાએલાં રાખવાં જ જોઈએ. ભવિષ્યમાં આપણે શું કરવાનું છે, તે વિષે અગાઉથી આપણે જાણીતાં હોતાં નથી, માટે ગમે તે કામ કરવાને માટે મનને સર્વ સામગ્રીથી પોષિત રાખવું જોઈએ. જીવનની મુસાફરીમાં શાની જરૂર પડશે અને શાની નહિ પડે તે કંઈ કહેવાય નહિ, માટે જેટલું સાથે લીધું એટલું કામનું.

**હૃદયની કેળવણી**—પરંતુ મુસાની કેળવણીના વર્ણનરૂપ ચિત્રમાંથી અત્યાર સુધી તો આપણે ગગનને છેક બાતલ કર્યું છે. કોઈપણ મોટા ચિત્રમાં સૌથી ઉપલે છેડે થોડોઘણો ગગનનો દેખાવ તો આપેલો હોય છે જ. એ વિના તો ચિત્ર શોભે જ નહિ. મુસાને જે કેળવણી મળી હતી તે દ્વારા તેની દૃષ્ટિ વિશાળ બની હતી અને તેનામાં સામા પ્રત્યે લાગણી ધરાવવાનો ભાવ આવ્યો હતો, પરંતુ એ સદ્ગુણોની મૂળ શરૂઆત ક્યાંથી થએલી હતી? એના જવાબમાં એવું કહી શકાય, કે ઈશ્વરે પસંદ કરેલી કોમના એક કુટુંબમાં તેનો જન્મ થયો હતો. ચિત્રકારોનું કહેવું એવું છે કે કોઈ પણ ચિત્ર ગમે તેટલું આકર્ષક અને સુંદર હોય, પરંતુ તેમાં ચિત્રનો પૃષ્ઠભાગ બતાવવામાં આવેલો ન હોય તો તે નકામું છે. પૃષ્ઠભાગ એજ ચિત્રની સુંદરતા વધારનાર છે. જેવું ચિત્ર વિષે છે એવું જ માણસની જિંદગી વિષે પણ છે. આમ્રામ અને યોખેબેદ મિસરમાં ગુલામની સ્થિતિમાં હતાં, તોપણ તેઓ ઈશ્વર પરના વિશ્વાસમાં કેટલાં સુદૃઢ તથા ધનવાન હતાં, અને જે અદૃશ્ય છે તેને જ તેઓ ખરૂં ધન સમજતાં હતાં, એ વિષે વિચાર કરતાં આપણે રોમાંચિત થયા વગર રહી શકીએ નહિ. ભવિષ્યમાં મુસા જે મોટું કામ કરવાનો હતો, તેને માટે તેનાં માબાપે વિશ્વાસથી તેને મરણના મુખમાંથી ઉગાર્યો અને ઉછેર્યો. "હેબ્રીઓના પુસ્તક"માં (અ. ૧૧) વિશ્વાસના વીરોની જે નામાવલિ છે, તેમાં તેઓને પણ સ્થાન છે, અને તે સ્થાનને તેઓ ખરેખર પાત્ર છે. ઈસ્રાએલ કોમમાં જે મહા નરવીરો અને સાધુજનો થઈ ગયા તેઓને

આખી કોમ ઓળખતી પણ નહોતી, પરંતુ તેઓ જો કે સાધારણ ભરવાડો અને ખેડૂતો હતા, તોપણ પોતાનાં પરિવારોને માટે ઉજ્જવળ ભવિષ્યની આશા રાખતા, અને એ આશાની ખાતર તેઓ મહાભોગે પણ પોતાનાં છોકરાંને ઉછેરતા. તેઓ એવી આશા રાખતા હતા, કે "તે પ્રભુની આગળ મોટો થશે" (લુક ૧; ૧૫). તેઓનામાં જે વિશ્વાસ હતો તે વિશ્વાસથી તેઓ ભગીરથ પ્રયત્ન આદરતા.

**વિશ્વાસનું જયેષ્ઠપણું**—આવી રીતે દાસત્વના દેશમાં પણ મુસા તો જન્મથી જ સ્વતંત્ર હતો, અને જેણે યાકૂબને કહ્યું હતું, કે હું તારી સાથે મિસરમાં જઇશ, તે પ્રભુ કેટલો બળવાન હતો, તે મુસા પોતાનાં માબાપના વિશ્વાસ પરથી સમજી ગયો હતો. આમ્રામ અને યોખેબેદ ખાતરીથી માનતાં હતાં કે પ્રભુ અમારી સાથે રહે છે જ, અને એ બાબત વિષે તેઓના મનમાં કંઈજ શંકા નહોતી. તેઓ પણ એમ કહી શકતાં હતાં, કે "જે જયદ્વારા જગતનો પરાજય થયો છે તે આપણો વિશ્વાસ છે" (૧ યોહાન ૫ ; ૪). તેઓનો વિશ્વાસ એટલો પ્રબળ હતો કે, તેઓ મિસરી આલમમાં જે સ્થિતિમાં હતાં તેને ગણકારતાં નહિ, પણ તેના કરતાં વધારે મોટી દુનિયાનો વિચાર કરતાં, અને મિસર ગમે તેટલું બળવાન અને હાલમાં મોટું દીસતું હોય, તોપણ પારલૌકિક દુનિયાની સાથે સરખાવતાં તે બહુ જ નજીવું અને નિર્બળ હતું એમ તેઓ માનતાં. આવા હોંસીલા વિશ્વાસથી આ નાનો બાળમુસા વેષ્ટિત થએલો હતો, અને તેની પૂર્વે જે મહાવિશ્વાસી નરો થઈ ગયા તેઓના વારસાનો પણ તે ભાગીદાર થયો.

# પ્રકરણ ૪ થું

## જિંદગીમાં કરવાની પસંદગીઓ

(નિર્ગ. ૨; ૧૧-૧૫: પ્રે. કૃ. ૭; ૨૨-૨૯)

**રસ્તો ફંટાય છે**—કોઈ પણ વસ્તારેલા ચત્રમાં જેમ મોટા મોટા પહાડોનાં શિખરો એકદમ જ આપણું ધ્યાન ખેંચે છે, તેમ કોઈ પણ મોટા માણસના જીવનચરિત્રમાં મોટા મોટા પ્રસંગો અને કૃત્યોરૂપ પહાડોનાં શિખરો આપણું ધ્યાન ખેંચે છે. મુસાએ તેના જીવનમાં જે એક પસંદગી કરી તે તેના જીવનચિત્રમાં મોટા પહાડના શિખર જેવી છે, અને તે આપણું ચિત્ત આકર્ષે છે. દરેક માણુસે પોતે જ પોતાનું જીવન ગાળવાનું છે, આપણું જીવન આપણે માટે કોઈ ગાળે, એ બની શકે નહિ. માણુસની જિંદગીમાં એવો વખત તો આવે છે જ, કે જ્યારે તેને પોતાને, કયો ધર્મ પાળવો અને કયો ધંધો કરવો, એ પસંદ કરવું પડે છે. કુટુંબમાં આપણે સૌની સાથે જે ધર્મ પાળીએ છીએ, તે તો આપણુને આકાશના રાજ્યને માર્ગે ચઢાવે છે ખરો, પરંતુ તે તો આપણુને તેના દ્વાર સુધી જ લાવી મૂકે છે. પરંતુ જો આપણે તેમાં પ્રવેશ કરવો હોય તો આપણે જાતે માગવું જોઈએ, શોધવું જોઈએ અને ઠોકવું જોઈએ; કારણ કે કોઈ પણ રાજ્યમાં પ્રવેશ કરવો હોય તો પ્રથમ આપણી પોતાની ઇચ્છા કે પસંદગી હોવી જોઈએ. હવે એ સ્થિતિએ મુસા પહોંચ્યો હતો. એ વખતે તે કેટલી ઉંમરનો હશે તે આપણે જાણુતાં નથી. શાસ્ત્રમાં તો ૪૦ વરસો લખેલાં છે, અને ઘણી એવી મહાન બાબતોને માટે ૪૦ વરસ કહેવામાં આવેલાં છે, પરંતુ એ તો હેબ્રી રૂઢિ જ હતી, કે કોઈ પણ મુદ્દત જો ચોક્કસ જાણુવામાં ન આવેલી હોય, તો તેને માટે હેબ્રીઓ ૪૦ વરસ ગણુતા. ભલે ચોક્કસ ઉંમર ન જાણુતાં હોઈએ તોપણ એટલું તો ખરૂં, કે એ વખતે મુસા પુખ્ત વયનો તો હશે જ, અને પુખ્ત વયને અનુસરીને તેના વિચારો ને તેની પ્રેરકબુદ્ધિ પણ પુખ્ત થએલાં હશે. ફારૂનની દીકરીના પુત્ર તરીકે તેને ઉછેરવમાં ને કેળવવામાં આવ્યો હતો, તોપણ તે

તેના પોતાના હેબ્રી લોકો પ્રત્યે સહલાગણી ધરાવતો હતો, તેઓ જેવી આશા રાખતા હતા તેવી જ આશા તે પણ રાખતો હતો, અને તેઓના ધર્મને લીધે તેઓ જે નિંદા, મહેણાં, સંકટ વગેરે સહન કરતા, તે સહન કરવામાં તે પણ પોતાને સામેલ કરતો. મુસાને મન તો મિસરની સર્વ સંપત્તિ કરતાં ઈસ્રાએલની આશા વધારે હતી. ધર્મ, દેશદાઝ અને નિર્ભયતા, એ તેને મળેલાં શુભ દાનો હતાં, તેને લીધે તેણે પોતાની જિંદગીમાં મોજશોખના માર્ગને તિલાંજલી આપી મુશ્કેલ માર્ગનું ગ્રહણ કર્યું.

**"ના" તે ના, અને "હા" તે હા**—મિસર સાથેનો સંબંધ તેણે સમૂળગો છોડી દીધો, અને ફારૂનની પુત્રીનો પુત્ર કહેવાવા ના પાડી. પરંતુ કોઈ પણ બાબત વિષે આપણે ગમે તેટલી હિમ્મતથી ને શૂરવીરતાથી ના પાડીએ, તોપણ તેથી આપણે આપણું કર્તવ્ય પૂરેપૂરૂં કરી દીધું, એમ કહી ન શકાય. એ તો માત્ર આપણા કર્તવ્યનો એક ભાગ થયો. ના પાડવી અથવા અતડા રહેવું, એટલું જ માત્ર બસ નથી, પરંતુ આપણે એથી આગળ વધીને કોઈ બાબત વિષે "હા" પાડવી જોઈએ, અને પછી તે આપણી "હા"ને જ વળગી રહેવું જોઈએ, મતલબ કે નિષ્ક્રિય નહિ પરંતુ ક્રિયાશીલ થવું જોઈએ. મુસાએ મન સાથે એવો ઠરાવ કર્યો, કે હેબ્રી લોકો જે અહીં પીડા પામે છે, અને ફટકા ખાતા જાય છે, વેઠ કરે છે, તથા ગુલામી વેઠે છે, તેઓની સાથે હું પોતાને ગણીશ. તેના વિષે લખેલું છે, કે "પાપનું ક્ષણિક સુખ ભોગવવા કરતાં ઈશ્વરના લોકની સાથે દુ:ખ ભોગવવાનું તેણે વિશેષ પસંદ કર્યું" (હેબ્રી. ૧૧ ; ૨૫). "એશઆરામ પર પ્રેમ કરવો નહિ, પણ પ્રભુ પર પ્રેમ કરવો, એજ ખરી "હા"ની હા છે; અને એમાં બધી જાતની વિપરીતતાનું નિરાકરણ થઈ જાય છે; એ પ્રમાણે જે વર્તે છે ને કરે છે, તેનું હિત થાય છે." મુસા તે મિસર દેશના રાજકુંવર જેવો હતો, અને તે ભવિષ્યમાં શું નહિ થાય કે નહિ કરે, તે કંઈ કહી શકાય નહિ, પરંતુ તેણે એ બધું ત્યાગીને આત્માની દૃષ્ટિથી જોયું, "કેમકે જે ફળ મળવાનું હતું તે તરફ જ તેણે લક્ષ રાખ્યું" (હેબ્રી. ૧૧ ; ૨૬). તેના હૃદયમાં માત્ર ધર્મ હતો એટલું જ નહિ, પરંતુ તેનામાં દેશદાઝ પણ હતી. મુસાના મનને તો મિસરની આંજી

નાખે એવી આકાંક્ષાઓ કરતાં તેના પોતાના લોકની હલકી દશા વધારે હતી. આવી રીતે તેણે મોટા અને વિશાળ પાયા નાખ્યા. ઘણાં જુવાન સ્ત્રીપુરુષો જેવા સંકુચિત ને સ્વાર્થી હેતુઓથી પોતાનાં જીવનોનું કામ પસંદ કરે છે, તેવા સંકુચિત ને સ્વાર્થી હેતુરૂપ પાયા પર સદા ટકે એવું ઘર બાંધી શકાય જ નહિ; પરંતુ મુસા તો આગળ પાછળ ચોદિશ જોઈને કામ કરતો, અને તેના હૃદયમાં પ્રથમ ઈશ્વર અને પછી તેના લોકો હતા. આ પ્રમાણે જોતાં, મહાપુરુષોની સંગતમાં એને સૌથી પહેલો ગણવો જોઈએ.

**માણસનો ક્રોધ**—એક દિવસ મુસા, પોતાના સજાતીય લોકોને શિરે કેવા કેવા બોજ છે, તે જોવાને નીકળ્યો. પોતાના લોકો પર જે જુલમ ગુજારવામાં આવતો હતો તેને લીધે તેની દૃષ્ટિ તેઓ પ્રત્યે લાગણીથી ભરપૂર હતી, અને જુલમ જોઈને તેના મનમાં કંટાળો આવ્યો. આ દિવસે તેણે એક મુકાદમ કોઈ હેબ્રીને મારતો હતો તે જોયું, અને એ જોયું એટલે તેના મનમાં રહેલો અગ્નિ ગેત્યો. તેણે આમતેમ જોયું તો કોઈ તેના જોવામાં આવ્યું નહિ; તેઓ એકલા જ હતા, એટલે તેણે પોતાના હેબ્રી ભાઈનો પક્ષ લઈને પેલા મિસરીને મારી નાખ્યો અને નદીની રેતીમાં તેને દાટી દીધો. હદ ઉપરાંતના જોરજુલમથી સમજુ ને શાણા પુરુષો પણ ગાંડા જેવા થઈ જાય છે. મુસાએ આવું કામ કર્યું તેનાં કેટલાંક કારણો હતાં, જેવાં કે પોતાના લોકોની લાગણી, દયાશીલતા અને દેશદાઝ. આવાં કારણોને લીધે તેણે આવું અવિચારી કાર્ય કર્યું, અને તેથી તેનાં કૃત્યોનો દોષ જરા ઓછો ઠરે ખરો, તથાપિ યથાન્યાય તો ન જ ઠરાવાય. તેનો ઇરાદો તો પ્રશંસાને પાત્ર છે ખરો. પરંતુ તેનું કૃત્ય પ્રશંસાપાત્ર નથી. મુસાના આ નિરંકુશ ઝનુન વિષે કોઈ પણ એમ નહિ કહે, કે તેણે સારૂં કર્યું, તો બાઇબલ તો એવું કહે જ ક્યાંથી? "કેમકે માણસના ક્રોધથી ઈશ્વરનું ન્યાયીપણું પાર પડતું નથી" (યાકૂબ ૧; ૨૦). જ્યારે આપણે ઝનુનમાં આવી જઈ કાયદાનું કામ પોતે જ હાથમાં લઈએ છીએ, ત્યારે ઈસુએ ઉતાવળિયા અને ઉચ્છૃંખલ પીતરને જે કહ્યું હતું તે આપણને પણ લાગુ પડે છે, કે "જેટલા તરવાર પકડે છે તેઓ સર્વ તરવારથી નાશ પામશે" (માત્થી ૨૬; ૫૨).

**મુસાનો ગુણસ્વભાવ**—પરંતુ આ અવિચારી કૃત્યથી મુસા કેવા સ્વભાવનો હતો તે સારી રીતે જણાઈ આવે છે. મુસા આગળ જતાં તો પૃથ્વીની પીઠ પર એક નમ્રમાં નમ્ર માણસ તરીકે ઓળખાયો હતો, પરંતુ શરૂઆતે તો તે ખરેખરો "ગર્જનાનો પુત્ર" હતો. કદાપિ તે એકદમ ગુસ્સે થઈ જતો નહિ હોય એ ખરૂં, પરંતુ જો તેનો કોપાગ્નિ એક વાર ચેત્યો તો તેમાંથી જવાળાના ભભુકા નીકળતા. જુઓ તો ખરા, ક્રોધાવેશમાં તેણે નિયમની પાટીઓ કેવી ફેંકી દઈને ભાંગી નાખી હતી (પ્રકરણ ૧૪મું: નિર્ગ. ૩૨; ૧૯); વળી આવેશમાં આવી જવાથી તેણે જે બીજાં કૃત્યો કર્યાં તે પણ જુઓ; અને એમાંના એક કૃત્યને લીધે તો તે કનાન દેશમાં પ્રવેશ કરતો અટકી ગયો. પરંતુ જેને ક્રોધને કારણે વચનના દેશમાંથી દૂર રહેવું પડ્યું હોય એવો એકલો મુસા જ નથી. આપણે જેને માટે અતિશ્રમ ઉઠાવીએ છીએ અને આશા રાખીએ છીએ તે આપણો વચનપ્રદેશ છે, અને આપણો નિરંકુશ ગુસ્સો આપણને એ વચનપ્રદેશમાં પ્રવેશ કરતાં ખાળે છે. આવાં પાપોએ માણસોને કેટલું સોસાવ્યું છે, અને કેવાં કેવાં અને કેટલાં ઉત્તમ વાનાં તેઓથી દૂર રાખ્યાં છે!

**ગુપ્તસ્થાન એ ખરી કસોટી છે**—મુસાએ પેલા મિસરી પર આટલો બધો અત્યાચાર કર્યો તેનું બીજું કારણ એ છે, કે તે એકાંત સ્થળ હતું. "તેણે આમતેમ જોઇને કોઈને ન દીઠો, એટલે મિસરીને મારી નાખીને તેને રેતીમાં સંતાડી દીધો" (નિર્ગ. ૨; ૧૨). એકાંતતા એ મનની મહા કસોટી છે. આપણી મોટામાં મોટી ફતેહો એકાંત સ્થળેથી આવે છે, તેમજ વળી આપણી મોટી મોટી હારો અને નિષ્ફળતાઓ પણ એવા જ સ્થળેથી આવે છે.

"નર્ક કે સ્વર્ગે સુધીનો માર્ગ છે સહેલો,
જે જાય એકલો, તે પહોંચે સૌથી પહેલો."

મિસરમાં ઘણાં વરસ પૂર્વે બીજો એક હેબ્રીપુત્ર હતો. તે યુસફ હતો, ને તેનું વૃત્તાંત આપણે આગલા પુસ્તકમાં વાંચી ગયાં છીએ. તેની સાથે મુસાને સરખાવીએ. એને પણ એકાંતમાં પાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. પરંતુ તે પ્રસંગે તે કેવી રીતે વર્ત્યો? તેણે તો એવે પ્રસંગે ઈશ્વર તરફ દૃષ્ટિ કરી, તો જેની "આંખો...આખી પૃથ્વી પર આમતેમ

દોડતી ફરે છે" (ઝખ. ૪; ૧૦) તેની પ્રકાશમાન પ્રત્યક્ષતાથી, જે એકાંત ઓરડીમાં તે હતો, તે તેને પ્રદીપ્ત લાગી. મુસાએ પણ જો આવું કર્યું હોત તો જેમ યુસફ પાપ કરવાથી બચી ગયો તેમ તે પણ બચી ગયો હોત. પ્રભુની પ્રત્યક્ષતા આપણી પાસે હાજરાહજૂર જ છે એવું માનીએ તો જ આપણે પાપ કરતાં પોતાને રોકી શકીએ છીએ; એ વિના નહિ. આપણે આપણી જિંદગીરૂપ દુનિયાના ગમે તેવા એકાંતસ્થળે હોઇએ, હૃદયના એકલવાસમાં હોઇએ, પરદેશમાં કે અજાણી જગાઓમાં હોઇએ, ગમે ત્યાં કે ગમે તેવા પ્રસંગમાં હોઇએ, પણ મુસાનું આ ભયંકર પાપકૃત્ય હમેશને માટે આપણને ચેતવણીરૂપ છે. "જો હું કહું, કે અંધકાર તો નિશ્ચે મને ઢાંકશે, ત્યારે રાત મારી આસપાસ અજવાળારૂપ થશે" (ગી. શા. ૧૩૯; ૧૧).

બીજા એક પ્રસંગે હેબ્રી કોમના જ બે માણસો લડતા હતા, અને આ વખતે જ્યારે મુસા તકરારમાં વચ્ચે પડયો, ત્યારે ઉપરોક્ત વાતની સત્યતા વિષે તેને ભાન થયું. બે જણ લડતા હતા; અને એક બીજાને મારતો હતો, ત્યારે મારનારની સામે થઈ જ્યારે મુસા તેને ધમકાવવા લાગ્યો, ત્યારે તેણે જે જવાબ આપ્યો તે પરથી જણાય છે, કે મુસાનું પોકળ ફૂટયું હતું. તેણે કહ્યું, કે "તને અમારા ઉપર સરદાર તથા ન્યાયાધીશ કોણે ઠરાવ્યો? તેં જેમ પેલા મિસરીને મારી નાખ્યો, તેમ મને મારી નાખવાનું તું ધારે છે શું? ને મુસાને ડર લાગ્યો, ને તેણે કહ્યું, કે નિશ્ચે તે વાતની જાણ પડી છે" (૨; ૧૪). મિસરની બધી રીતે તથા દુનિયાની અંધકારમાં અંધકારવાળી જગાઓ પણ પાપને છુપાવવાને સમર્થ નથી. તે તો પ્રગટમાં આવે છે જ, અને એમ કરીને આપણને બીકણા બનાવે છે. તમારૂં પાપ જણાઈ ગયું છે, એવું આપણને કોઈ કહે, એટલામાં જ આપણને શિક્ષા થઈ ચુકી છે, કારણ કે ત્યારે જે સારૂં કરવાને આપણે ઇચ્છતા હોઈએ, તે કરવાને પણ આપણે લાચાર બની જઈએ છીએ. મુસાએ કોઈ ન જાણે એવી રીતે જે અત્યાચાર કર્યો હતો, તે સહેજસાજમાં જણાઈ આવ્યો, અને એથી ૪૦ વરસ સુધી તેનું કામ રોકાઈ રહ્યું. મુસા સમજ્યો કે આ વાત હવે મિસરમાં બધે ફેલાઈ ગઈ છે, અને હવે રાજાને કાને જાય એટલી જ વાર

છે, તેથી તેને મિસર છોડી પોબારા ગણી જવું પડયું. ખરૂં જોતાં તેણે પોતે જ પોતાને દેશનિકાલની સજા ફરમાવી હતી, કારણ કે "રાજાએ તેને મારી નાખવાને શોધ્યો હતો" (૨ ; ૧૫).

**મુસાનું પલાયન થઈ જવું**—તે જમાનામાં પલાયન થઈ જનારને માટે એક જ આશ્રયસ્થાન હતું—એટલે, કે નાસી જનાર અરણ્યમાં જતો રહેતો કે પછી પહાડોમાં જતો રહેતો. એલીયાહે પણ એક વખત એવું જ કર્યું હતું (૧ રાજા. ૧૯ ; ૩૮). મુસા પૂર્વ તરફ નાઠો, ઘણે ભાગે તે વણજાર માર્ગે નાઠો હશે ; હજી પણ યાત્રાળુઓ એજ રસ્તે થઈને મક્કા જાય છે. રણમાં જો રસ્તે કોઈ કૂવા આવે તો ત્યાં માણસો વિસામો ખાવા થોભે છે. થાક તથા ગરમીથી હેરાન થતો થતો અને એવી અનેક જગાએ વિસામો ખાતો ખાતો તે એક કૂવા આગળ આવી પહોંચ્યો. એ કૂવો મિદ્યાન દેશમાં આવેલો હતો. ખૂબ ચાલી ચાલીને તે છેક નિર્ગત થઈ ગયો હતો, તેથી કૂવા આગળ ઝાડ નીચે તે થાક ઉતારવાને વિચાર કરતો બેઠો. તેણે એક દુનિયાનો ત્યાગ કર્યો હતો, અને તે તેની પછવાડે હતી ; તેની આશા ને પસંદગીની બીજી દુનિયા હજી તેની આગળ હતી. પરંતુ જેમ તેની આગળનો દેખાવ બધો ઝાંખો ને દૂર હતો તેમ એ દુનિયા પણ હજી અચોક્કસ ને ઝાંખી હતી. મતલબ કે તેણે એક પ્રકારના જીવનને તિલાંજલી આપી હતી, પરંતુ જે બીજા પ્રકારનું જીવન ગાળવાનું તેણે પસંદ કર્યું હતું, તે કેવું અને તેમાં શું શું હતું, એ તે હજી સ્પષ્ટ રીતે જાણતો નહોતો.

## પ્રકરણ ૫મું

### મુસા મિદ્યાનમાં—ઝાડવું

(નિર્ગમન ૩; ૧-૧૦)

**મુસા ભરવાડ બને છે**—મુસા મિસરમાંથી નાસીને મિદ્યાન આવી પહોંચ્યો. અહીં એવા લોકો રહેતા હતા કે તેઓ હેબ્રીઓને કંઈ છેક ભિન્ન જાતિના કે વિદેશી ન લાગે. તેઓ પણ ઈબ્રાહીમથી ઊતરી આવેલા વંશજો હતા, અને ઇબ્રાહીમ જે ધર્મ પાળતો હતો તેવોજ કંઈક તેઓ પણ પાળતા હતા. આ કૂવા આગળ જે બનાવ બને છે તે વાંચીને આપણને યાકૂબ તથા રાહેલને થએલી પહેલવહેલી મુલાકાત યાદ આવ્યા વિના રહે નહિ. મિદ્યાન દેશનો એક યાજક હતો. તેને સાત પુત્રીઓ હતી. મુસા જ્યારે કૂવા આગળ આવી પહોંચ્યો, ત્યારે પેલી સાત છોકરીઓ પણ ત્યાં આવેલી જ હતી. તેઓ પોતાનાં ઘેટાંબકરાં તથા ઢોરઢાંકને સારૂ કૂવામાંથી પાણી કાઢતી હતી, પણ બીજા જંગલી અને અસભ્ય ભરવાડો તેમને હેરાન કરતા હતા, અને પાણી કાઢવા દેતા ન હતા. આ જોઈને મુસાએ પાણી ખેંચ્યા તેમનાં ટોળાંને પાણી પીવડાવવામાં પેલી સાત બહેનોને મદદ કરી. મુસા પહેલેથી જ ઉમદા સ્વભાવનો માણસ હતો, અને ધીરેધીરે આપણે તેની સભ્યતા તથા તેનો સુવિવેક જોઇ શકીએ છીએ.

અહીં આગળ ફરીથી આપણે મુસાને સંકટમાં સપડાએલાંને સહાય કરનાર મિત્ર જેવો જોઈએ છીએ. આ સાત ભરવાડણોના હકમાં મુસાએ જે બહાદુરીનું કૃત્ય કર્યું હતું, તે પરથી તેઓ તેને પોતાને ઘેર લઈ ગઈ. તેઓના બાપે મુસા સાથે ઓળખાણ કરી તેને પોતાને ઘેર રાખ્યો. આ માણસ ત્રણ નામે ઓળખાતો હતો: રેઉએલ (૨; ૧૮), યિથ્રો (૩; ૧) અને હોબાબ (ગણના ૧૦; ૨૯). આ યિથ્રોએ પોતાની દીકરી સિપ્પોરાહને મુસા સાથે પરણાવી. મુસા યિથ્રોનો ઘરજમાઈ થઈ તેનાં ઘેટાંબકરાં ચરાવતો હતો, અને એ કામ કરતાં કરતાં તેનામાં એવા

ધૈર્યનો ગુણ આવ્યો, કે જેથી તે આગળ જતાં ઇસ્રાએલ કોમનો સહનશીલ પાળક થવાને લાયક બન્યો.

આ તો મુસાની કેળવણીની બીજી અવસ્થા હતી. પહેલાં તો તે પોતાના જમાનામાં જે જ્ઞાન પ્રચલિત હતું તે પામ્યો, ત્યાર પછી તે કઠિનતા સહન કરતાં શીખ્યો. જેમ કોઈ માણસ શાળા કે પાઠશાળામાં મળતું શિક્ષણ પહેલાં લે, અને પછી અનુભવ મેળવવાની ખાતર તે કેટલાંક વરસો સુધી કોઈ ઠેકાણે જાય, અને ત્યાં જઇ જે જ્ઞાન પુસ્તકોમાંથી મળતું નથી, પણ જુદી જુદી બાબતોનું તથા મૂંગી સૃષ્ટિનું અવલોકન કરવાથી સંપાદન થઈ શકે છે, તે પામે, તેમ મુસાએ પણ કર્યું હતું.

**મુસાના દીકરાઓનાં અર્થસૂચક નામો**—મુસા જો કે મિસર દેશથી આટલે દૂર નીકળી ગયો હતો, અને જો કે તે મિસરમાંથી દેશનિકાલ થએલા જેવો હતો, તોપણ એ દેશની તથા તેના સજાતિય લોકોની જે મોહિની તેને લાગી હતી તે ટળી ગઈ નહિ, અને તે પોતાના પ્રથમ પુત્રનું જે નામ પાડે છે તે પરથી તેની આ લાગણી જણાઈ આવે છે. તેણે તેનું નામ ગેર્શોમ પાડયું, તેનો અર્થ એ છે, કે પરદેશમાં પ્રવાસી. પરંતુ જેમ જેમ વખત વીતતો ગયો, અને નવી જગા તેને ગમવા લાગી, તેમ મિસરની મોહિની કમી થતી ગઈ. એટલામાં તેને એક બીજો છોકરો થયો, તેનું નામ તેણે અલીએઝેર પાડયું, જેનો અર્થ "મારો દેવ મારી સહાય છે" એવો થાય છે. આ બે નામો, અને એ નામોના અર્થ પરથી મુસાના મનની જે સ્થિતિ જણાય છે, એ સ્થિતિના ગાળામાં આત્માનું કે મનનું પ્રયાણ થાય છે, અને આત્મા મનના અંધકારમાંથી નીકળી પ્રકાશમાં પ્રવેશ કરે છે. પરિવર્તન પહેલાંની માણસના મનની સ્થિતિ એવી હોય છે, કે પ્રભુની આપણને કંઇ પરવા હોતી નથી, તેમ પ્રભુને આપણી કંઇ પરવા હોતી નથી ; કોઇને કોઇની કંઇ પડી હોતી નથી અને એજ ગેર્શોમનો વિસ્તૃત અર્થ છે. પરંતુ જ્યારે મન આત્મિક રીતે તંદુરસ્ત હોય છે, અથવા જ્યારે માણસ પ્રથમની બેપરવા સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં પ્રવેશ કરે છે, ત્યારે મનનો જે પહેલાંનો ભાવ હતો તે જતો રહે છે, અને તેને ઠેકાણે બીજો સારો ભાવ આવે છે. આપણી જિંદગીમાં આપણા પ્રત્યે દયા અને ભલાઇના ઘણા અનુભવો આપણને

ઓચિંતા થાય છે—"હે યાકૂબ, તું શા માટે કહે છે, અને હે ઇસ્રાએલ, તું શા માટે બોલે છે કે, મારો માર્ગ યહોવાહથી સંતાડેલો છે?" (યશા. ૪૦; ૨૭). પછી આપણી આંખ ઊઘડે છે, અને દુઃખમાં ગરકાવ હોવાને લીધે જે આપણે જોયું નહોતું, તથા અભિમાનમાં જે આપણે ગણકાર્યું નહોતું, તે આપણે જોઇએ છીએ. અલીએઝેર, એટલે "તમે હવે પારકા તથા વિદેશી નથી" (એફ. ૨; ૧૯); મારો પ્રભુ મારી સહાય છે.

**મિસરની પરિસ્થિતિ**—આશરે આ વખતે ૬૭ વરસનું લાંબું રાજ કરીને મહાન રાજા રામસેસ મરણ પામ્યો. હવે રાજદંડ તો તેના દીકરા મેરેંપ્તાહના હાથમાં ગયો. મેરેંપ્તાહ એના બાપના જેવો બહાદુર રાજા ન હતો, પણ નબળો હતો, એટલે મિસરને માટે માઠી દશા બેઠી. એમ છતાં ઇસ્રાએલ પરનો જુલમ જરા પણ ઓછો કરવામાં આવ્યો નહિ. પરંતુ ઊલટું એમ દેખાય છે, કે તેમનાં બંધનો વધારે સખ્ત કરવામાં આવ્યાં; કેમકે લખ્યું છે કે, "ગુલામીના કારણથી ઇસ્રાએલપુત્રો નિસાસા નાખતા હતા ને વિલાપ કરતા હતા; અને ગુલામીના કારણથી તેમનો જે વિલાપ તે ઊંચે ઇશ્વરને પહોંચ્યો...અને ઇશ્વરે ઇસ્રાએલપુત્રોને જોયા, ને ઇશ્વરે તેઓની ખબર લીધી" (૨; ૨૩–૨૫). "પ્રભુ જાણે છે" એટલું ઇસ્રાએલીઓના હૃદયમાં હતું, અને એ પરથી તેઓની આશા અમર રહેતી હતી, કારણ કે પ્રભુ જાણતો હતો અને તેને તેમની દરકાર હતી.

**મુસા, પ્રેક્ષક જેવો**—હવે મુસા તરફ દૃષ્ટિ કરીએ. આ બધો વખત તે શું કરતો હશે? અરણ્યમાં તંબુએ તંબુએ ખબર તો જલદી પહોંચી જાય છે. હેબ્રીઓના જે એશીઆઈ બંધુઓ હતા, તેઓની સાથે મિસરના હેબ્રીઓને ખાનગી વ્યવહાર હતો તેથી રામસેસના મરણની ખબર મિસરમાંથી જલદી ફેલાવા પામી. ફારૂન (રામસેસ)ના મરણના સમાચાર સાંભળી મુસાના મનમાં જાતજાતના વિચારો આવ્યા હશે. મુસાને જે એક પ્રસિદ્ધ દર્શન થયું, જેનો અભ્યાસ હવે આપણે કરવાનાં છીએ, તે પરથી તેના મનની સ્થિતિ પરખાઈ આવે છે; અને માણસનો મૂળ સ્વભાવ કેવો સ્વચ્છંદી ને હઠીલો છે, તથા ફરજનો માર્ગ પડતો

મૂકવાથી મન કેવી ડામાડોલ સ્થિતિમાં આવી જાય છે એ બધું મુસાના દાખલા પરથી માલૂમ પડે છે.

હેબ્રી લોકોને ગુલામગીરીમાંથી છોડાવવાનો મુસાએ જે પહેલો પ્રયત્ન કર્યો હતો, તેમાં તે નિષ્ફળ નીવડયો હતો, કેમકે લોકો હજી તેને બરોબર ઓળખતા નહોતા (પ્રે. કૃ. ૭; ૨૫). તેઓને તો તે ત્રાહિત લાગ્યો હતો. એ ઉપરાંત, જ્યારે માણસમાંથી જુસ્સો મંદ પડી જાય છે એવી વયે તે હવે પહોંચ્યો હતો. હવે તેનું અભિમાન ઊતરેલું હતું અને તે નિરાશામાં ગરકાવ થઈ ગએલો હતો તેથી તે ઘણે ભાગે એકલવાયો રહેતો હતો. પરંતુ તેના હૃદયની આવી નિર્ગતતામાંથી અને નિરાશામાંથી તે એક સંદર્શન વડે જાગૃત થયો. આ દર્શને તેની આંતરિક દૃષ્ટિ ખરેખરી ખોલી, અને અત્યાર સુધી જે શોકસાગરમાં તે ડૂબ્યો હતો અને જે અસ્થિરતા તેનામાં માલૂમ પડી હતી, તે સર્વ પર તે જય પામે એવા બળથી એ વડે તે વેષ્ટિત થવાનો હતો.

**ઝાડવું**—મુસા મિદ્યાનનાં મેદાનોમાં ઘેટાં ચરાવતો હતો, ત્યારે એક દિવસ તેણે એક બળતું કાંટાવાળું ઝાડવું જોયું. એ ઝાડવું બળતું હતું ખરૂં, પરંતુ ભસ્મ થતું ન હતું. એ દ્વારા તેને અદૃશ્ય ઈશ્વરનું દર્શન થયું. આ દર્શનના બાહ્ય ને સ્થૂળ રૂપ સાથે આપણે કંઇ કામ નથી. તથાપિ એવું કહેવાય છે, કે જ્યારે વીજળી પડે છે ત્યારે કોઈ કોઈ વાર એવા દેખાવો ઉત્પન્ન થાય છે. જ્યારે ઈશ્વર આપણી મારફતે પોતાની હાજરીનું ભાન કરાવે છે, ત્યારે આપણે પણ બળતા ઝાડવા જેવાં જ હોઈએ છીએ. એ ઝાડવું કઈ જાતનું હતું એ જાણવાની મુસાએ કંઈ પરવા કરી નહિ, પરંતુ તેણે તો તેમાં માત્ર ઈશ્વરની ઉજ્જવળતા જ જોઈ. બેથેલમાં અને પનીએલમાં યાકૂબને જે દર્શન થયાં હતાં તેની હરોળનું આ દર્શન છે, અને એ દર્શનોને જેવી રીતે સમજવામાં આવે છે, તેવી જ રીતે આ પણ સમજવાનું છે, એટલે કે નિર્ગત અને નાસીપાસ થઇ ગએલા માણસો પાસે પ્રભુનો પવિત્રતા અને પ્રભાવનો સ્વર આવે છે, અને તે સાથે તે સ્વર એવી ખાતરી પણ આપે છે, કે અગ્નિની ઉષ્ણતા ગમે તેટલી પ્રચંડ હોય તોપણ સ્વર્ગીય પિતાએ જે રોપ રોપ્યો છે, તેને તેથી કંઈ પણ આંચ આવવાની નથી. બીજી પ્રજાઓ મધ્યે ઈસ્રાએલની સ્થિતિ

મેદાનમાંના સાધારણ ઝાડવા જેવી હતી, પરંતુ તે ભલે એવી હોય, તો પણ તે અવિનાશી (અને હજી પણ બળ્યા વગરની) હતી, કારણ કે તેમાં પ્રભુનો પ્રકાશ પ્રદીપ્ત થતો હતો. ઝાડવાં વિષેની વાત "નિર્ગમન"ના ત્રીજા અને ચોથા અધ્યાયમાં સમાએલી છે, અને એ વાતમાં હેબ્રી લોકો એટલું બધું ગૌરવ માનતા હતા કે તેઓએ "ઝાડવું" એવું ખાસ નામ એ આખા ફકરાને આપ્યું છે, એ વાતમાં અમરપણાનું સૂચન રહેલું છે એવું આપણા પ્રભુને માલૂમ પડયું હતું (માર્ક ૧૨ ; ૨૬). વળી મુસાએ પોતે વિદાયગીરીના ભાષણમાં એવી વિનંતી કરી હતી, કે "ઝાડમાં જે રહ્યો તેની કૃપાથી ઇસ્રાએલ પર આશીર્વાદ આવો" (પુન. ૩૩ ; ૧૬). મુસા તો અત્યારે વૃદ્ધ વયે પહોંચેલો હતો, પરંતુ તેની જુવાનીનો જુસ્સો હજી તેનામાં જોર કરતો હતો. સુધારાના જમાનાની ફ્રેન્ચ મંડળીએ ઈ. સ. ૧૫૫૯થી મંડળીની મુદ્રિકા તરીકે "બળતા ઝાડવા"નું ચિહ્ન રાખ્યું છે, અને તે પર એવો મુદ્રાલેખ આવ્યો છે, કે "તોપણ તે ભસ્મ થયું નહિ." વળી ઈ. સ. ૧૬૯૦થી તે સ્કૉટલૅંડ દેશની જુદી જુદી મંડળીઓનો સંજ્ઞાશબ્દ થયો છે. એ સંજ્ઞાશબ્દ તો આજસુધી મંડળી-ઓનો આત્મિક ભાવ કેવો છે તે સૂચવતો રહ્યો છે.

જુવાન યશાયાહને મંદિરમાં જે દર્શન થયું હતું (યશ. ૬) તેની સાથે આ દર્શનને ઘણું મળતાપણું છે. એ દર્શનમાં યશાયાહે ઇશ્વરને એક ઊંચા, ઉન્નત રાજ્યાસન પર બિરાજમાન થએલો જોયો, અને યશાયાહે એવી વાણી સાંભળી, કે "હું કોને મોકલું? અમારે સારૂ કોણ જશે?" (યશ. ૬; ૮). પરંતુ એ કરતાં પણ વધુ નિકટનું મળતાપણું તો યિર્મેયાહને થએલા આત્મિક અનુભવ સાથે છે (યિર્મે. ૧ ; ૧૧). તેને ખીલતી બદામડીનું દર્શન થયું હતું, અને તે પરથી તે એવું સમજ્યો, કે ઇસ્રાએલને તેના સંકટકાળે સહાય કરવાનું મને તેડું મળ્યું છે. પરંતુ આ કામ માથે લેવું એ મારી ફરજ છે એવી યહોવાહ તરફથી તેને ખાતરી મળી ત્યારે જ તેણે તે માથે લેવાનું કબૂલ કર્યું.

મુસાને આ વખતે જે અનુભવ થયો તે પણ યિર્મેયાહના જેવો જ હતો. તે વખતે જે મુશ્કેલ પ્રશ્નો મુસાના મનમાં ઉપસ્થિત થયા હતા તે વિષેનો હેવાલ આ પ્રકરણમાં મળે છે. અહીં આગળ ઇશ્વર તથા મુસા

જાણે એકબીજાની સાથે મોઢામોઢ વાત કરતા હોય અને એકબીજાની સાથે સલાહ કરતા હોય એવો દેખાવ આપણા જોવામાં આવે છે, અને આવું ચિત્ર આલેખીને ઇશ્વરના સમાગમમાં આવવાથી સર્વત્ર મનુષ્યોને જે અનુભવ થાય છે તે દેખાડવાનો લેખકનો હેતુ છે. આ વખતે મુસાના મનમાં દિવ્ય અને માનવી તત્વોનું મિલન થયું હતું. તેમને જે વાતચિત થઈ તેના શબ્દો કંઈ કાને સંભળાય એવી રીતે અને એવી ભાષામાં બોલવામાં આવ્યા નહિ હોય, પરંતુ તેઓના વિચારોની આપલે વિના વાણીએ કરવામાં આવી હતી, કારણ કે ઇશ્વર જ્યારે માણુસ સાથે બોલે છે ત્યારે તે માણુસના મનના અભ્યંતરમાં રહીને તેની સાથે બોલે છે. અહીં આગળ તો માણુસનું મન ઇશ્વરના મન અને તેની ઇચ્છાની સાથે જે સંબંધ ધરાવે છે તેનું દશ્ય આપવામાં આવેલું છે.

# પ્રકરણ ૬ઠ્ઠું

## પ્રભુ મુસાને પ્રબોધક બનાવે છે.

(નિર્ગ. ૩; ૧૧-૧૪: ૪; ૧-૧૭)

**ઝાડવા વિષેની વાતનો ખુલાસો**—મુસાને ઇસ્રાએલને છોડાવનાર થવાનું કામ સોંપવામાં આવે છે, પરંતુ એ કામ માથે ન લેવાને તેણે તેનાથી થાય તેટલું કર્યું, પણ જેમ યાકૂબને પનીએલ આગળ થયું હતું તેમ, પ્રભુની કૃપા અને શક્તિ આગળ તેનું ન ચાલ્યું ત્યારે જ તેણે તે જવાબદારી માથે રાખી. ઝાડવાની વાત હેબ્રી રૂઢિ પ્રમાણેની વાત છે, તેમાં માણસનો આત્મિક અનુભવ બતાવવામાં આવેલો છે. એવો અનુભવ માણસને થાય છે ત્યારે તેનામાંથી અવિશ્વાસ, હઠ અને સંદેહ દૂર થાય છે, અને તે પ્રભુની વાણીને આજ્ઞાંકિત થાય છે, જે વાણી એવું કહે છે, કે "એ માર્ગે નહિ, પણ આ માર્ગે ચાલો." આ અનુભવની અવસ્થાએ મુસા પહોંચ્યો ત્યાર પહેલાં તેના મનમાં ઘણા દિવસો સુધી, કદાચ ઘણા મહિના કે વરસો સુધી, આંતરિક યુદ્ધ ચાલ્યું હશે, અને મુસાએ એક પછી એક એ કામ માથે ન લેવાને જે જુદાં જુદાં બાનાં કાઢયાં, તે પરથી એ યુદ્ધનો ચિતાર આપણને જણાવવામાં આવેલો છે. આત્મિક અનુભવનું આંતરિક સ્વરૂપ ખરેખર, આવું જ હોય છે.

**કામ માથે નહિ લેવાને મુસાએ કાઢેલાં બાનાં**—૧. મુસા કહે છે, કે હું કંઈ પ્રભાવશાળી કે વગવસીલાવાળો માણસ નથી; હું તો માત્ર એક ભટકતો ભરવાડ છું: "હું કોણ કે ફારૂનની પાસે જઈને ઇસ્રાએલપુત્રોને મિસરમાંથી કાઢી લાવું?" (૩; ૧૧.) આજ પર્યંત માણસો આવાં બાનાં કાઢે છે, અને એવાં બાનાં કાઢવાથી ઘણાં માણસો મોટાં કામ કરવાને નાલાયક નીવડે છે. એવું બાનું તો એજ બતાવે છે કે, આપણા પોતા વિષે અને ફરજ બજાવવાની આપણી યોગ્યતા વિષે આપણામાં અણભરોસો રહેલો છે. પરંતુ મુસાએ જયારે એવું બાનું કાઢયું ત્યારે પ્રભુએ તેને જવાબ આપ્યો, કે "હું નિશ્ચે તારી સાથે હોઈશ"

(૩ ; ૧૨). વળી તેના વિશ્વાસને ખાતરીરૂપ થવા સારૂ પ્રભુએ તેને વચન પણ આપ્યું, કે "આ પર્વત પર" (જ્યાં તું આટલો બધો બીએ છે ત્યાંજ) તું, અને જે લોકો મિસરમાંથી છૂટકો પામીને આવશે તે સર્વ, "ઈશ્વરનું ભજન કરશો." તારે માટે કૃપા પૂરતી થશે. જે પહાડ પર આપણને દર્શન થાય ત્યાંજ આપણે એ દર્શનનું અંતિમ પરિણામ તો જોઈ શકીએ છીએ, પરંતુ એ પરિણામે પહોંચવાને આપણે ઘણાં નદી-નાળાં અને મેદાનખીણો ઓળંગવાં પડે છે. એ દર્શન સાર્થક કરવાને ગમે તેટલો પરિશ્રમ લેવો વડે અને સંકટ વેઠવાં પડે, તોપણ

"ઊંડાણ ઓળંગજો તમે, હોય ભલે તે પારાવાર,
કેમકે જીવન, મધુર જીવન, સામે કાંઠે છે મળનાર."

૨. હજી પણ મુસા મનાતો નથી. તે બીજું બાનું બતાવે છે, કે કયું ઈશ્વરી નામ લઈને તેમની પાસે જવું તે હું જાણતો નથી. "જો, હું ઈસ્રાએલપુત્રોની પાસે જઇને તેઓને કહું, કે 'તમારા પિતૃઓના દેવે મને તમારી પાસે મોકલ્યો છે,' અને તેઓ મને પૂછે, કે 'તેનું નામ શું છે?' તો તેઓને હું શું કહું?" (૩ ; ૧૩.) મિસરમાં અને તેની આજુ-બાજુના મુલકના લોકોમાં પુષ્કળ દેવો ને પ્રભુઓ મનાતા હતા, તેથી માત્ર ઈસ્રાએલના આદિ ગોત્રપતિઓના દેવનું નામ લઈને જવું એટલું જ બસ નહોતું. મુસાનું આ બાનું કંઈ ખરૂં છે ખરૂં, કારણ કે દરેક મનુષ્યના મનમાં પ્રભુનો અનુભવ (તેનું નામ) નવો જ થવાની જરૂર છે. દરેક માણસે એકલાએ આત્મિક યુદ્ધ કરવાનું છે માટે જો તેને ઈશ્વર વિષે એટલો જ અનુભવ હોય, કે તે "મારા પિતૃઓનો દેવ" છે, તો તે બસ નથી. આપણા પિતૃઓને ઈશ્વર વિષે ગમે તેવો અનુભવ થયો હોય, પરંતુ આપણે આત્મિક યુદ્ધ વેળાએ એમનો અનુભવ આપણી ગરજ સારવાનો નથી; એ તો "દાઊદના અંગ પર શાઊલના બખ્તર" જેવી વાત થઈ. દાઊદે શાઊલનું બખતર પહેર્યું ખરૂં પરંતુ તે તેને ફાવ્યું નહિ, કારણ કે તેણે અગાઉ તેનો અનુભવ કરી જોયો નહોતો. તેવી જ વાત એ પણ છે. દરેકને પોતાને ઈશ્વરનો અનુભવ થવો જોઈએ, અને એવો અનુભવ થએલો હોય તોજ તે યુદ્ધ વેળાએ સાર્થક નીવડશે. જ્યારે મનુષ્યનો આત્મા એવા યુદ્ધમાં જોડાય છે, કે

જેમાં જીવન અને મરણનો સવાલ રહેલો હોય છે, ત્યારે તેના મનમાં ઇશ્વિર વિષે એવો પ્રશ્ન થાય છે, કે "તેનું નામ શું છે?" અને "એ નામમાં મારે માટે શું રહેલું છે?"

મુસાના આ પ્રશ્નના ઉત્તરમાં પ્રભુએ કહ્યું, કે જો તેઓ મારૂં નામ જાણવા માગે તો તારે એમ કહેવું, કે "યહોવાહ" (પ્રભુનું કૃપાપૂર્ણ નામ), એટલે "હું જે થવાનો છું તે થઇશ." મતલબ કે દરરોજનો પ્રભુ તથા પ્રત્યેક અગત્ય પૂરી પાડનારો દેવ, જે વધારે ને વધારે પ્રકાશ આપતો જવાનો છે, અને જે વધારે ને વધારે સત્ય પ્રગટ કરતો જવાનો છે તે. તે જે થવાનો છે, તે તે થતો જશે, અને આપણે માગી કે કલ્પી શકીએ તે કરતાં તે વધારે કૃપાળુ છે અને થતો જશે. તે યુગાનુયુગ ટકનાર છે. આ નામ, એટલે "યહોવાહ" વિષે, પાછળથી હેબ્રી લોકો એમ સમજવા લાગ્યા, કે એ તો એવું પવિત્ર નામ છે, કે તે બોલી શકાય નહિ, તેમ લખી પણ શકાય નહિ, અને તેઓ એમ ધારે એમાં કંઈ ખોટું પણ નથી, કારણ કે એ એવું નામ છે, કે કોઇ પણ એક શબ્દમાં તેનો પૂરો અર્થ બતાવી શકાય નહિ. જેમ જેમ જરૂર પડે અને તેના તરફથી સહાય મળે તેમ તેમ તેનો નવો જ અનુભવ દરેક માણસને થતો જાય છે. ખરેખર તે નવું જ નામ છે, એમાં કંઈજ સંદેહ નથી. દર સવારે તે નવું જ લાગે છે, કારણ કે દરરોજ તે આપણે માટે શું થશે તે તો જેમ વખત જાય તેમ જ જણાય. "યહોવાહ"ના ધાર્મિક અર્થ વિષે ડૉ. વિલ્યમ એમ. મક્ગ્રેગોર કહે છે, કે "મુસાએ પોતાના આત્મા વડે યહોવાહનું હૃદય નિહાળ્યું, તો તેને ઇશ્વિરમાં માણસ પ્રતિ વલણ રાખતો સ્વભાવ માલૂમ પડયો, અને એ સ્વભાવ આપણે જાણ્યો એટલે તેના તરફથી વચન મળ્યું સમજવું:" યહોવાહ તે ઇસ્રાએલમાં દેવ છે. તે એવું કહે છે, કે "હું થવાનો છું"—એટલે એ નામ વડે ઇશ્વિર પોતાનો ખજાનો ખાલી કરતો તથા ઈસ્રાએલના જીવનમાં તેમાંનું બધુંજ રેડી દેતો આપણી સમક્ષ ખડો થાય છે. "યહોવાહ" નામનો તેમજ "જે આવનાર છે તે" એ નામનો અર્થ લગભગ સરખો જ થાય છે.

આ ભાગની વાર્તા E અને P લેખકો તરફથી મળેલી છે. તેઓએ અત્યાર સુધી ઘણે ભાગે ઇશ્વિરને માટે "એલોહિમ" શબ્દ વાપર્યો છે,

અને જવલ્લે જ "યહોવાહ" તો વાપર્યો હશે. ષડ્ગ્રંથનું પૃથક્કરણ કરી જે જુદા જુદા ભાગોનો તે બનેલો છે, તે બતાવવામાં આવ્યું છે. એનો એક ભાગ એ છે, કે ઈશ્વરનાં જુદાં જુદાં નામો અને તેના વિષેના જુદા જુદા વિચારોની સહજ રીતે સમજણ પડી શકે છે, અને જુદાં જુદાં નામો તથા વિચારોને પરાણે એક કરી મેળ મેળવવાની જરૂર પડતી નથી. એલોહિમ-વાદી અને યાજકવાદી લેખકો અત્યારથી માંડીને ઈશ્વરને માટે "યહોવાહ" એવું નવું નામ વાપરે છે, તેથી પહેલાં જે વાત આવી ગઈ તે, અને હવે પછી જે વાત આવે છે તે, એમાં કંઈ વિરોધ જણાતો નથી, પરંતુ તેથી ઊલટું, પુરાતન ઈસ્રાએલી લોકો જેને દેવ તરીકે માનતા તેના વિષે આપણને કંઈ વધારે જાણવાનું મળે છે; અને એ પરથી એ દેવ કેટલો મોટો ધનેશ્વર છે, અને નવા નવા સંજોગો તથા નવાં નવાં કામોને માટે તેના નામમાં કેવો અર્થ રહેલો છે, તે તરફ ઈસ્રાએલીઓના ધાર્મિક વિકાસ વિષે લખનારાઓ લક્ષ લગાડતા.

કેટલાક વિદ્વાનોનું માનવું એવું છે, કે મિદ્યાનના જે યાજક કુટુંબમાં મુસા પડયો હતો, તે કુટુંબનાં માણસો પાસેથી ઈશ્વર વિષેના આ નવા નામની તેને માહિતી મળી હશે, અને એ પરથી તેઓ એવું અનુમાન બાંધે છે, કે ગોત્રપતિઓના જમાનાથી મિદ્યાનીઓમાં ખરા ઈશ્વરની ખબર હતી. બીજા કેટલાક વળી એવું પણ ધારે છે, કે આશ્શૂર દેશમાં જે પુરુષવાચક નામો છે, તે પરથી ત્યાં પણ એ નામ જાણીતું હતું એવું લાગે છે. પરંતુ આ બધાં માત્ર અનુમાનો છે. આશ્શૂરમા એ નામનો શો અર્થ થતો હતો, એનું આપણે કામ નથી; આપણે તો જે અગત્યની વાત છે તે એ, કે ઈસ્રાએલને માટે તે નામમાં શો અર્થ રહેલો હતો?

મિસરમાંથી ઈસ્રાએલી લોકો નીકળ્યા ત્યાર પહેલાં "યહોવાહ" નામ તેમને તદ્દન અજાણ્યું જ હતું, એવું કહેવું તો ઘણું અસંભવિત લાગે છે, કારણ કે "યોખેબેદ" એ "યહોવાહ" પરથી જ થએલું સામાસિક નામ છે. વળી એ જમાનો એવો હતો, કે ઈશ્વરનું કોઈ કંઈ નવું નામ બોલે, તો તે પરથી તે જમાનાના લોકો નવો દેવ સમજી લે; અને મુસાને જે દર્શન થાય છે તે તો કોઈ નવા દેવનું નહિ, પણ "તારા પિતૃઓના દેવનું" થાય છે.

ઘણે ભાગે કેટલાંક મંડળોમાં એ નામ—યહોવાહ—જાણીતું હશે, (કદાચ મુસા જે કુળનો હતો તે કુળમાં પ્રચલિત હશે). આદિ પૂર્વજોનાં નામોમાં તે વપરાએલું લાગતું નથી, તે પરથી આ અનુમાનને આધાર મળે છે.

વળી ઇસ્રાએલપુત્રો મિસરમાંથી નીકળ્યા ત્યારે તેઓ મુસાના નામમાં જળસંસ્કાર પામ્યા હતા ખરા, પરંતુ એથી વિશેષ તેઓ પ્રભુના નામે જળસંસ્કાર પામ્યા હતા. આટલા વખતમાં ઇશ્વર વિષે લોકોનું જ્ઞાન ઘણું ઊંડું થયું હતું, નવા નવા વિચારો તેઓના મનમાં આવ્યા હતા, અને એ નવા વિચાર ઉપજાવનાર નવા સિદ્ધાંતો પણ હતા. તેમાં ખાસ બાબત આ હતી, કે સર્વ દેવોમાં યહોવાહ સર્વથી ચઢિયાતો છે, અને જે લોકોને તેણે પસંદ કર્યા છે, તેઓએ તેને એકલાને જ ભજવો જોઈએ. ઇશ્વરનું નવું નામ સાંભળીને તેમને તેના વિષે નવા અને ચઢિયાતા પ્રકારના વિચાર આવે એ સ્વાભાવિક જ છે; અને જેમ જેમ "તે જે જે થવાનો છે તે થશે" તેનો અનુભવ તેઓ કરતા ગયા, તેમ તેમ તેઓના વિચારો વધારે વધારે અર્થવાન થતા ગયા.

૩. આ ઉપરથી મુસા નિરાશાના કેટલા ઊંડા ખાડામાં ડૂબી ગયો હતો તે જણાય છે, કારણ કે હજી પણ પ્રભુ જે કામ સોંપતો હતો તે કરવાની તેની ઇચ્છા લાગતી નથી. જૂનો સંદેહ હજી પણ તેના મનમાં રહેલો છે, અને હમણાં તો તે વળી વધારે મોટા પ્રમાણમાં. માટે તે કહે છે, કે "પણ જો તેઓ મારૂં કહેવું ખરૂં નહિ માને, ને મારી વાણી નહિ સાંભળે; કેમકે તેઓ કહેશે કે, તને યહોવાહે દર્શન દીધું નથી" (૪; ૧). એવું જણાય છે કે શંકા રાખવામાં મુસા શંકાશીલ થોમાથી લગારે ઊતરે એવો નથી. તત્ત્વજ્ઞાનીઓનું કહેવું એવું છે, કે અનુભવસિદ્ધ દલીલ બધા વાદવિવાદનું નિરાકરણ લાવે છે; બીજી બાબતોમાં નહિ, તો ખાસ કરીને ધર્મવિષયક બાબતોમાં, તો જાત્યનુભવની વાત આવી, એટલે જાણે વાતનો અંત આવ્યો. દાખલા તરીકે જુઓ યોહાનની સુવાર્તામાંનો આંધળો: "એક વાત હું જાણું છું (મને અનુભવ થએલો છે), હું આંધળો હતો અને હવે હું દેખતો થયો છું" (યોહાન ૯; ૨૫). જો આપણે અનુભવ પર આધાર ન રાખીએ તો, જે સાગરને કિનારો નથી એવા

અમર્યાદ સાગર પર અથડાતા મનુષ્યના જેવી આપણી માનસિક ને આત્મિક સ્થિતિ છે. પરંતુ જો આપણને પોતાને આપણા મન સાથે પૂરી ખાતરી થએલી હોય, તો જે વિષે આપણને ખાતરી થએલી છે તે બીજાને મનાવવું અઘરૂં નથી. મુસાને તો અનુભવ થએલો હતો, તોપણ પોતાના અનુભવમાં કેટલું પરાક્રમ રહેલું છે, એ વિષે તેના મનમાં શંકા લાગે છે. મુસા આટલો બધો શંકાશીલ હોવા છતાં પણ પ્રભુ તેના પર કેટલો કૃપાળુ છે કે તેના લૂલા અવિશ્વાસને લથડિયું ખાતો અટકાવવા બે ચિહ્નો બતાવીને તે તેને સહાય આપે છે. એક ચિહ્ન તો એ, કે મુસાની લાકડી ભૂમિ પર નાખતાં વારમાં તેનો સર્પ બની જાય છે; અને બીજું એ કે તેનો હાથ બદનમાં ઘાલતા વારમાં તે કોઢિયો બની જાય છે, અને ફરીથી એમ કરતાં તે પાછો પહેલાંના જેવો થઈ જાય છે. આ ચિહ્નો તે સમયના જાદુગરોને જાણીતાં હતાં, પરંતુ આપણને તે વિચિત્ર જેવાં લાગે છે; તથાપિ મુસાને તથા તે જમાનાના લોકોને તો વિચિત્ર નહિ પણ વાસ્તવિક લાગતાં હતાં, કારણ કે સહેજ પણ ચમત્કૃતિ જુએ તો તેઓ એવું માનતા કે એ તો આકાશ તરફથી આવેલી નિશાની છે. પરંતુ એ ચિહ્નોનો અર્થ તો સ્પષ્ટ જ છે, એટલે તે પરથી એવું દેખાય છે, કે મુસાને પરાક્રમ આપવામાં આવશે અને દુર્બળકારી સંદેહથી તેનું હૃદય શુદ્ધ કરવામાં આવશે. જો જાદુગરો આવી ચમત્કૃતિઓ કરી શકે, તો પ્રભુ શું ન કરી શકે?

૪. મુસાનો દુરાગ્રહ હવે ડગલે ડગલે દુર્બળ થતો જાય છે, કારણ કે તેનાં બાનાં નિર્માલ્ય બનતાં જાય છે. તે જે છેલ્લું બાનું કાઢે છે તે આ કે, "હે પ્રભુ,...હું તો વક્તા નથી, કેમકે હું બોલવે ધીમો છું, ને મારી જીભ મંદ છે" (૪; ૧૦). પરંતુ તેના જ શબ્દો તેને જૂઠો પાડે છે, કારણ કે પોતે વક્તા નથી એ બતાવવાને એણે કેટલી વક્તૃત્વશક્તિ વાપરી છે, એ તેના શબ્દો પરથી દેખાઈ આવે છે. મુસાએ આ જે છેલ્લું બાનું કાઢ્યું તે પરથી માર્ક ઍંટની કરીને એક માણસનો દાખલો અહીં નોંધવા જેવો લાગે છે: તેણે એક વખત એક છટાદાર ભાષણ કર્યું, અને તેમાં જણાવ્યું, કે મારામાં તો કંઈ અક્કલ નથી, શબ્દભંડોળ નથી, કંઈ વિસાત નથી, મને કંઈ હાવભાવ કરતાં આવડતું નથી, મારામાં કંઈ બોલવાની ઢબ નથી, તેમ વ્યાખ્યાનશક્તિ પણ નથી, કે મારા બોલવાથી

યોદ્ધાનું લોહી ઉકળે, કે તેઓનો જુસ્સો ઉશ્કેરાય; પરંતુ એજ વ્યાખ્યાન કે જેમાં તેણે કહ્યું કે મારામાં વ્યાખ્યાન કરવાની કશી જાતની આવડત નથી, તેમાં જ તેણે તેને વક્તૃત્વકળા કેટલી સરસ રીતે આવડતી હતી અને પોતે કેવો નિપુણ વક્તા હતો તે બતાવી આપ્યું. હવે મુસાના આ છેલ્લા બાના પર આપણે વધારે વખત વિતાડવાની જરૂર નથી, જો કે એ બાનામાં જીવ કે દમ તો છે ખરો, કારણ કે કેટલાક લોકો પોતાનો વિશ્વાસ કેટલો નિર્બળ છે અને પોતાનું કામ કેટલું નિર્માલ્ય છે તે છુપાવવાને એમ કહે છે, કે અમારૂં બોલવું તો જીવ વગરનું અને દમ વિનાનું છે. માણસોમાં જે ખામી હોય છે તે વકતૃત્વશક્તિની છે એમ નહિ, પરંતુ વિશ્વાસની છે. વિશ્વાસ હોય તો દમ વિનાના શબ્દોથી પણ અડધી લડાઇઓ તો લડી ચુકાય છે. ક્રોમવેલના મંદ મંદ શબ્દોએ પણ ઇંગ્લંડના પ્યુરિટન લોકોમાં કેવો જુસ્સો સળગાવ્યો હતો, એ વિચારવા જેવું છે. હવે આ બાનાના જવાબમાં પ્રભુએ મુસાને કહ્યું, કે "માણસનું મુખ કોણે બનાવ્યું છે? ને મૂંગો કે બહેરો કે દેખતો કે આંધળો કોણ કરે છે? શું તે હું યહોવાહ નથી?" (૪; ૧૧). વળી તેને કંઇ જ બાનું કાઢવાનું ન રહે માટે પ્રભુએ તેને કહ્યું, કે તારો ભાઇ હારૂન બોલવામાં હોશિયાર છે (૪; ૧૪), તે તારો પ્રબોધક (બીજાને બદલે બોલનાર) થશે. પ્રબોધક એટલે ઇશ્વરને બદલે કે તેના પક્ષમાં બોલનાર. અંતર્દૃષ્ટિ તેમજ પૂર્વદૃષ્ટિ રાખવી, એ પ્રબોધકનું ખાસ લક્ષણ છે. પ્રભુના મન પ્રમાણે મુસા વિચારો રજુ કરે અને હારૂન તે યોગ્ય શબ્દોમાં રજુ કરે એવી ગોઠવણ કરવામાં આવી. પરંતુ આ મહાન પદ પર હારૂન ઝાઝીવાર ટકતો નથી, તેનું બોલવું અને તેનું કામ કરવું, એ બન્ને થોડા જ વખતમાં મુસાના બોલવા આગળ અને તેના કામ કરવા આગળ વિસાત વગરનાં થઇ જાય છે.

હવે મુસાનાં બાનાં થઇ રહ્યાં, અને તે શરણે આવ્યો ખરો, પરંતુ હજીએ તે પરાણે અને કમને ઠેકાણે આવે છે, કારણ કે તેનું બોલવું હજી સ્પષ્ટ નથી, પણ મોઘમ છે: "કૃપા કરીને જેને તું મોકલે તેની હસ્તક કહેવડાવી મોકલજે" (૪; ૧૩). જાણે કે ગમે તે બીજાને કોઇને મોકલ, પણ મારૂં તો એ બાબતમાં નામ જ ન લેતો. હજી મુસામાં ઘણો

અવિવેક અને અવિશ્વાસ છે; પરંતુ એ એકલી મુસાની જ વાત નથી; પણ આખી માનવપ્રકૃતિની એવી જ વાત છે.

મુસાને જે દર્શન થયું, અને "ઝાડવા" આગળ ઇશ્વર સાથે તેણે જે વાદવિવાદ કર્યો તે વાત પરથી, પ્રભુ માણસને કેવી રીતે પ્રબોધક બનાવે છે તે જણાઈ આવે છે. આ બધો વાદવિવાદ મુસાના મનમાંથી જ નીકળ્યો હશે. ઇશ્વર જે નિરંતર કૃપા કર્યા કરે છે તેના પ્રત્યે જે ઇસ્રાએલનો આગેવાન, તેણે આ રીતે પ્રાયશ્ચિત્ત કર્યું, કે તેણે પોતાના હૃદયના વિચારો પ્રગટ કર્યા, એ સારૂ કે જેઓને હવે પછી પ્રભુ પોતાના કામને સારૂ તેડે, તેઓને તે પરથી સહાય અને ચેતવણી મળે. આ યુદ્ધની પરાકાષ્ટા આ શબ્દોમાં દેખાય છે, કે "યહોવાહનો ક્રોધ મુસા ઉપર સળગી ઊઠયો" (૪; ૧૪). આ તો હેબ્રી રૂઢિ હતી, કે જ્યારે જ્યારે માણસ ઉપર કંઈ મહા આપત્તિ આવી પડે, ત્યારે તે કયાંથી આવી તે સૂચવવાને હેબ્રી લોકો એવું જ બોલતા, અને જૂના કરારમાં ઠેકાણે ઠેકાણે એવું કહેલું છે.

# પ્રકરણ ૭મું

## ફારૂન સાથે ઝઘડો

(નિર્ગ. ૫)

**મુસા મિધાનથી મિસર જાય છે**—મુસાને ઝાડવાનું દર્શન થયું એટલે તે બળ પામ્યો. અને એ બળને યોગે જે કામ તેણે કરવું જોઈતું હતું, પરંતુ ઘણા વખત સુધી પડતું રાખ્યું હતું, તે કરવા તરફ તે વળ્યો. પરંતુ ગમે તેવું ઊંચા પ્રકારનું કામ આપણે કરવાનું હોય, તોએ ત્યાર પહેલાં આપણાં સગાંસ્નેહીઓની સલાહ લેવી એ ઘટારત છે, અને એ મુજબ એ કામ બાબતે મુસાએ પોતાના સસરા યિથ્રોની અનુમતિ માગી અને તેનો આશીર્વાદ મેળવ્યો; કારણ કે મુસા પોતાના સસરા પ્રત્યે બહુ કર્તવ્યશીલ અને વિજયી હતો. પરંતુ મુસાનાં શ્વશૂરપક્ષનાં માણસોએ કેટલે સુધી એ બાબતમાં તેને અનુમોદન આપ્યું એ આપણે જાણતાં નથી. એવું લાગે છે કે મુસાએ મન ખોલીને પોતાના સસરા આગળ પૂરેપૂરી વાત કરી નથી. જો કે સિપ્પોરાહ અને તેના બે દીકરા મુસાની સાથે ગયાં ખરાં, તોપણ સિપ્પોરાહની પાછળની વર્તણૂંક પરથી એવું જણાય છે કે તે પૂરી સમજણપૂર્વક અને પૂરી પતિભક્તિથી તેની સાથે ગઈ નહોતી.

હવે મુસા, તેની સ્ત્રી અને તેના બે દીકરા મિસર જવા નીકળ્યાં. પણ માર્ગે ધર્મશાળા આગળ મુસા સખત માંદો પડયો. એ વિષે લેખક પોતાની લખવાની ઢબ પ્રમાણે કહે છે, કે "યહોવાહે તેને મળીને મારી નાખવાનું ધાર્યું" (૪ ; ૨૪); પરંતુ શા માટે યહોવાહે મુસાને "મારી નાખવાનું ધાર્યું" તે તો લેખક જણાવતો નથી. પરંતુ કારણ એ હોવું જોઇએ, કે "ઝાડવા" આગળ મુસાના મનમાં જે દારુણ આત્મિક યુદ્ધ જામ્યું હતું, તેવા આત્મિક અનુભવો પછી શરીરમાં નિર્ગતતા આવે એ સ્વાભાવિક છે (સરખાવો પનૂએલ આગળ યાકૂબનો અનુભવ. તે

પણ સખત આત્મિક યુદ્ધનો અનુભવ કરી રહ્યા, પછી "તેની જાંગનો સાંધો મોચોઇ ગયો...ને તે જાંગે લંગડાતો લંગડાતો ચાલ્યો" (ઉત્પ. ૩૨; ૨૧-૩૨). આજ રીતે મુસાની માંદગી વિષે પણ સમજવાનું છે. "નવા કરાર"માંથી પણ આ વાતના સમર્થનનાં દૃષ્ટાંત મળી આવે છે, પાઊલને પ્રભુનું દર્શન થયા પછી "તેની આંખો ઊઘડી ત્યારે તે કંઈ દેખી શક્યો નહિ...ત્રણ દિવસ સુધી તે દેખી શક્યો નહિ" (પ્રે. કૃ. ૯; ૩-૯). પરંતુ સિપ્પોરાહ મુસાની માંદગીનું કારણ સમજી શકી નહિ. તે તો એમ સમજતી હતી કે મારા પુત્રની સુનત કરવામાં આવી નથી, તેને પરિણામે મારા ધણી પર આ મોટી આફત આવી છે. તેથી તેણે પોતાને હાથે પોતાના પુત્રની સુનત કરી. પછી એટલેથી આગળ જવાની પોતાની નાખુશી બતાવીને તે મુસાને મૂકીને પોતાના પિયરમાં ચાલી ગઈ.

હવે પછીનું વૃત્તાંત P લેખકના હાથનું છે. હેબ્રીપુત્રોને મિસરમાંથી છોડાવવાનું જે કામ મુસાને સોંપવામાં આવ્યું હતું, તે કામને માટે બીજી બાજુએ મિસરમાં હારૂનને પણ તૈયાર કરવામાં આવ્યો હતો. આવી રીતે બે દિશાએ બે વ્યકિતઓનાં હૃદયોમાં આ કામની સ્ફુરણા થઈ હતી, એટલે હારૂન મિસરમાં હીલચાલ કરી રહ્યા હતો, ત્યારે મુસા મિદ્યાનમાં એજ કામની હીલચાલ કરી રહ્યા હતો. હોરેબ અને મિસર વચ્ચેના અરણ્યમાં બન્ને ભાઇઓ મળ્યા, અને અરસપરસ કામની યોજના કરીને પોતાના હેબ્રી ભાઇઓ જેઓ બંધનમાં હતા તેઓની પાસે આવ્યા.

**મુસાનું ભય નકામું હતું**—લોકોને પોતાના મળતિયા કરવા એ કામ સૌથી પહેલું કરવાનું હતું, અને પોતાના અનુભવની સાક્ષી તેમની આગળ પૂરવાથી જ આ થઈ શકે તેમ હતું. અંગત અનુભવની સાક્ષીથી જેટલું કોઈને સમજાવી શકાય છે તેટલું બીજી કોઈ રીતે થઈ શકતું નથી. પોતાને થએલો અનુભવ લોકોને કહી જણાવતાં જ મુસાને માલૂમ પડયું, કે પોતે લોકો વિષે જે બીક રાખતો હતો (૪; ૧) તે પાયા વગરની હતી. કારણ કે લોકોને તો એ સાંભળીને "વિશ્વાસ આવ્યો; અને જ્યારે તેઓએ સાંભળ્યું કે યહોવાહે ઇસ્રાએલપુત્રોની ખબર લીધી છે, ને તેઓનાં દુઃખ પર દૃષ્ટિ કરી છે, ત્યારે તેઓએ માથાં નમાવીને ભજન કર્યું" (૪; ૩૧). પહેલાં લોકોનાં મન મેળવવાનું

કામ મુસાને મોટો પથ્થર ખસેડવા જેટલું મુશ્કેલ લાગતું હતું, પણ જ્યારે તે મિસરમાં આવ્યો ત્યારે તો "પથ્થર ખસેડેલો તેણે દીઠો." લોકો બહુ કઠણ અને બેદરકાર છે એવું બાનું કાઢીને આપણે ઘણી વાર જે કહેવું જોઇએ તે કહેતાં ડરીએ છીએ. પરંતુ પોતાના ખરા અનુભવ પરથી જો ઇશ્વિરની વાત આપણે તેમને જણાવીએ તો તેઓ સાંભળવાને ઉત્સુક જ હોય છે. "મને વિશ્વાસ હતો માટે હું બોલ્યો, અમને પણ વિશ્વાસ છે, અને તેથી અમે બોલીએ છીએ" (૨ કોરીંથી. ૪ ; ૧૩).

**ફારૂનની સાથે મુલાકાત**—લોકોને સમજાવ્યા, અને તેઓ સમજ્યા, એટલે હવે ફારૂનની પાસે જવાનું રહ્યું. મિસર દેશના સાહિત્ય પરથી જણાય છે, કે કોઇને કંઇ દુ:ખનાં કારણ હોય તો તેવા ઘણા લોકો ઘણી વાર ફારૂનની પાસે દાદ માગવાને આવતા. એ પ્રમાણે મુસા અને મિસરના અધિકારીને આવી મુલાકાત થાય એમાં કંઈ અસંભવિતતા નથી. મેરેંપ્ટાહ જે આ વખતે મિસરનો રાજા હતો તે કંઇ સારો રાજા નહોતો, એવું એ દેશનાં રાજ્યદફતરો પરથી જણાય છે. તે ગાદીએ આવ્યો, ત્યારે તે ૫૮ વરસની વયનો હતો, તેથી નવા અને સુધરેલા વિચારો પ્રત્યે તેનું વલણ સારૂં નહોતું. તેના બાપે બાંધકામો પાછળ પુષ્કળ પૈસો વેર્યો હતો, તેને લીધે તથા પરદેશી રાજ્યો સાથે જે નીતિ તેણે આદરી હતી, તેને લીધે લોકો દબાઇ ગએલા અને અસંતોષી હતા. વાયવ્ય તરફ મિસર દેશને લુબ્બી લોકોની બીક હતી, વળી પલિસ્તી લોકો મિસર દેશ પર સવારી લાવવાની તજવીજમાં હતા, તેથી ભૂમધ્ય સમુદ્રનો કિનારો પણ ભયભરેલો લાગતો હતો. મિસરનો રાજા જેવો નબળો હતો તેવો જ તે હઠીલો પણ હતો ; ગંભીર મામલા વખતે રાજ કેમ ચલાવવું તેની તેનામાં આવડત નહોતી. આથી એવા રાજાની હકુમત નીચે મિસરની સત્તા અને આબાદાનીની પડતી દશા આવી હતી. ઇસ્રાએલ અને મિસર વચ્ચેના ઝગડાનું મૂળ કારણ શું હતું તે આપણે ઉપરોક્ત બાબત પરથી હવે જાણ્યું.

મુસા જે મિદ્યાનનો ભરવાડ હતો તેને અને મિસરના રાજાને જે મુલાકાત થઇ તે બહુ ધ્યાનમાં લેવા જેવી છે. બાઇબલ પરથી આપણને એવું માનવાનું કારણ મળે છે, કે આ બે વ્યક્તિઓ એકબીજાથી છેક

અપરિચિત નહોતી. મેરેંપ્ટાહને મુસાનો અંગત પરિચય નહિ હોય, તોપણ તેણે તેના વિષે એટલું તો સાંભળ્યું જ હશે, કે તે મિસરના રાજગૃહમાં ઉછરેલો માણસ હતો. હવે એ વાતને ઘણાં વર્ષો વીતી ગયા પછી આ બે માણસો એક બીજાની સામસામા ઊભા છે. એક બાજુએ સર્વોપરિ સત્તાધારી સમ્રાટ હાથમાં સોનાનો રાજદંડ ધરીને ઊભો છે, અને બીજી બાજુએ રણમાં રખડતો એક પુરુષ હાથમાં ભરવાડની ડાંગ લઈને ઊભો છે. આવો જ દેખાવ ઘણા કાળ પછી ફરીથી જોવામાં આવે છે. યોહાન બાપ્તિસ્મા કરનાર, જે એક અરણ્યનિવાસી, જેનો પોષાક ઊંટનાં રૂઆંનો હતો, પરંતુ જેનામાં નીતિપાલનનો પ્રભાવ પ્રગટ થતો હતો તે એક રાજાની સંમુખ ઊભો રહે છે. એ રાજાનું નામ હેરોદ હતું.

**હેબ્રી લોકોને છૂટા કરવાની ફારૂનને યાચના**—મુસાએ રાજાને કહ્યું, કે "યહોવાહ ઈસ્રાએલનો દેવ એમ કહે છે, કે મારા લોકને... જવા દે" ( ૫ ; ૧ ). ફારૂનને આ વાત ધિક્કારપાત્ર લાગી. પરંતુ ફારૂને મોઢું ચઢાવીને ઉદ્ધતાઈથી જવાબ આપ્યો, કે " યહોવાહ કોણ છે, કે હું તેની વાણી માનીને ઈસ્રાએલપુત્રોને જવા દઉં ? હું યહોવાહને ઓળખતો નથી, અને વળી હું ઈસ્રાએલને જવા પણ નહિ દઉં" (૫ ; ૨). આવો મેરેંપ્ટાહ રાજા હતો. "નિર્ગમન"ના પુસ્તકમાં એ રાજાનું સવિસ્તર વર્ણન કરવામાં આવેલું છે, અને મિસરી તવારીખની સાથે એ વર્ણન બરાબર મળતું આવે છે, અને એ પરથી વાતની ઐતિહાસિકતાનો પૂરાવો મળે છે. તે વખતે અને તે સંજોગોમાં લોકો યાત્રા કરવાને કે ધાર્મિક ઉત્સવો ઉજવવાને ઘણી વાર જતા તેમ આ ઈસ્રાએલી લોકોને પણ એવું કરવાની છૂટ મળે એવી માગણી કરવી એ તદ્દન ગેરવાજબી નહોતું ખરું, પરંતુ ફારૂનને એ ડર હતો કે રખેને તેઓ પાછા આવે જ નહિ તો? વળી એક બીજું કારણ પણ હતું. તેઓ ફારૂનના નોકરો હતા, અને જેમ હાલ કેટલાક રાજકર્તાઓ કોઈને પોતા કરતાં મોટા ગણતા નથી, તેમ ફારૂન પણ મનમાં વિચારવા લાગ્યો કે મારા કરતાં વળી મોટો કોણ છે, કે હું તેનું માનું! આ યાચના આ જુલમી રાજાને ઠીક ન લાગી. તેને તો એ માગણી પરથી એમ લાગ્યું કે એ તો માત્ર બંડ કરવાનું એક જાતનું

ભૂત તેમનામાં ભરાયું છે, અને તેઓને હડતાલ પાડવાની મરજી થએલી લાગે છે. ફારૂન કેવો વાંકો જવાબ દે છે, કે ધર્મને બાને તમારે માત્ર રજા જોઈએ છે. તે મુસા તથા હારૂનને કહે છે, કે "મુસા તથા હારૂન, તમે લોકોને તેઓનાં કામથી કેમ ખોટી કરો છો? તમે તમારી વેઠ કરવા જાઓ" (૫ ; ૪). આખી વાર્તા ચિત્રમાળા જેવી છે, અને એમાંનાં કેટલાંક ચિત્રો તો એવાં છે કે, આજે પણ એવા માણસો મળી આવે.

૧. આજ પણ એવું કહેનારા છે, કે "યહોવાહ કોણ છે કે હું તેની વાણી માનું?" ઘણાએ લોકોને ઈશ્વર કોણ અને ધર્મ શું, તેનું કંઈ ભાન હોતું નથી, અને કોઈ પણ રીતે તેઓના કામમાં કંઈ હરકત આવે તો તે તેઓ સહન કરી શકતા નથી. ઈશ્વર જેવી સર્વોપરિ સત્તા પણ તેઓના કામમાં કંઈ અટકાવ કરે તો તેઓ સાંખી શકે નહિ. માણસોને તો, ફાવે તે, ફાવે ત્યારે કરવું છે, અને એવું કરવાનો પોતાનો હક છે એમ તેઓ કહે છે. જો તેઓનું ચાલતું હોય તો તેઓ પ્રભુને કે માણસને કંઈ પૂછે જ નહિ. આવા લોકો પર મહા જોખમ ઝઝુમી રહેલું હોય છે.

૨. એવા પણ લોકો હોય છે કે, જેઓ એટલું સમજતા નથી કે કામ કરવું જેટલું જરૂરનું છે તેટલો જ ધર્મ પણ જરૂરનો છે, અને જો કામ કર્યા વિના છૂટકો નથી તો ધર્મ પાળ્યા વિના પણ છૂટકો નથી. વળી માણસની જિંદગીમાં જે સ્થાન કામને ઘટે છે, તેથી કોઈ પણ રીતે ઊતરતું સ્થાન ધર્મને ઘટતું નથી. ફારૂનનું કહેવું એવું છે, કે જે લોકો ઈશ્વરભજનને સારૂ વખત માગે છે તેઓને આળસુ સમજવા. આળસુ હોય તેજ એવી માગણીઓ કરે. આજ પણ ધર્મને લગતી કોઈ કંઈ વાત કરે કે ધર્મનું કામ કાઢે તો એવાં ટોણાં મારનારા છે, અને તેઓનું કહેવું પણ એવું છે કે બીજા કેટલાક લોકો કામધંધામાં જેટલા રોકાએલા રહે છે તેટલું કામ જો આ લોકોને હોય તો ધર્મ કે ભક્તિને સારૂ તેઓને વખત ન મળે એટલું જ નહિ, પણ તેઓનું વલણ પણ એ દિશામાં ન રહે. પરંતુ ફારૂનને, તથા હાલ જેઓ ફારૂનના જેવા છે તેઓને, તો એજ જવાબ આપવો ઘટે છે, કે "ઉદ્યોગમાં આળસુ ન થાઓ ; આત્મામાં ઉત્સાહી થાઓ ; પ્રભુની સેવા કરો" (રૂમી. ૧૨ ; ૧૧). પરિશ્રમ કરવો અને પ્રાર્થના કરવી, એ બે બાબતો એકબીજાની વિરૂદ્ધ નથી. જે માણસ

આ લોક ઉપરાંત પરલોક પર પણ દૃષ્ટિ રાખે છે, તેજ એ બન્ને બાબતો પર પૂરતું ધ્યાન દે છે. જેઓ સંસારી કામકાજ સિવાય બીજું કંઈ જ કરતા નથી, અને એમાં જ તેમનો બધો વખત, ચિત્ત અને શક્તિઓ વાપરે છે, તેઓનું છેવટ કેવું હોય છે તે વાત યુવાનો ધ્યાનમાં લે તો સારૂં! વળી તેઓ તેમાં જ પોતાનો બધો વખત વગેરે વાપરે છે તેમ છતાં પણ, વ્યાવહારિક દૃષ્ટિથી તપાસતાં પણ, તેઓનું કામ કેટલું નિર્માલ્ય થાય છે એ પણ ધ્યાનમાં લે તો સારૂં! પરંતુ જેઓ પહેલાં ઇશ્વરના રાજ્યને શોધે છે, તેઓને એ સાથે બીજું પણ ઘણું મળે છે. જે આપણે પોતાને જ અર્થે કરીએ છીએ તેમાં આપણે ઘણો ખોટનો ધંધો કરીએ છીએ.

**વેઠમાં વૃદ્ધિ**—ફારૂન એવો માણસ હતો, કે લોકોને છૂટા કરવાની માગણી તેની આગળ કરવામાં આવી ત્યારે તેણે લોકોને છોડ્યા તો નહિ, પરંતુ તેથી ઊલટું જુલમી રાજાની રીત મુજબ તેમના પર વૈર વાળવાને તેણે તેમનો બોજો બમણો કર્યો (સરખાવો રહાબઆમ રાજા, ૧ રાજા ૧૨). હેબ્રી લોકો ઈંટો પાડતા ત્યારે માટી સાથે પરાળ પણ મેળવતા. પરંતુ હવે તો મેરેંપ્ટાહ રાજાએ કહ્યું, કે "હું તમને પરાળ નહિ આપીશ, ...પણ તમારૂં કામ કંઈ કમી કરવામાં આવશે નહિ" (૫; ૧૦, ૧૧). મુસા અને હારૂન રાજા પાસે આવ્યા ત્યાર પહેલાં હેબ્રી લોકોને ઈંટોને સારૂ પરાળ લાવી આપવામાં આવતું હતું, પરંતુ હવે તે બંધ કરવામાં આવ્યું. તેઓએ પોતે તે લાવવાનું રહ્યું, તોપણ ઈંટો તો તેઓને પહેલાંના જેટલી જ દરરોજ પાડવાની રહી. મિસર દેશના ઇતિહાસ પરથી માલૂમ પડે છે, કે પરાળ નહિ મળવાને કારણે ઈંટો પકવનારા વાંધો કાઢતા હતા. હવે બાઇબલમાં જે વાત મળી આવે છે તેનેતેજ વાત મિસરના ઇતિહાસમાં મળી આવે, એ માત્ર એક દૈવજોગ હોય એમ ધારીએ તોપણ એટલું તો ખરૂં, કે "નિર્ગમન"નું પુસ્તક લખનારાઓ ઐતિહાસિક સ્થિતિ પર ધ્યાન રાખીને લખતા હતા. ફારૂનનું આ કૃત્ય ઘણું મૂર્ખાઇભરેલું હતું, કારણ કે લોકોમાં અસંતોષ તો હતો જ, તેઓ હુલ્લડ કરવાની તૈયારીમાં હતા, એવામાં આ કૃત્યથી ફારૂને "બળતામાં તેલ હોમ્યું." તેઓને પરાળ એકઠું કરવાને આમતેમ બધે રખડવું પડતું હતું, તેમ છતાં જો ઈંટો

પહેલાંના જેટલી જ તેઓ ન પાડે, તો હેબ્રી મુકાદમોને પોતાને જ માર પડતો.

**પ્રતિવાદ**—હવે તો લોકો પર ઊલટો બોજો વધ્યો. આથી તેઓનાં દિલ દુભાયાં, એટલે બન્યું એવું કે તેઓને છોડાવવાને જેઓ મથતા હતા, તેમના પર જ તેઓએ પોતાની રીસ કાઢી. પરંતુ ત્યાર પહેલાં તો મુકાદમો ફારૂનની પાસે જઈ તેને જરા સમજાવવા લાગ્યા, કે આમ કરવાથી તું તારી પોતાની જ રૈયતનું અહિત કરે છે. હેબ્રીઓ પણ તારી જ રૈયત છે. પરંતુ નબળા અને વળી ગર્વિષ્ઠ રાજા તરફથી શો સારો જવાબ મળે? તેણે તો પહેલાં જે કહ્યું હતું તેનેતેજ ફરીથી કહ્યું, કે "તમે આળસુ છો, તમે આળસુ છો...માટે હવે જાઓ, કામ કરો, કેમકે તમને પરાળ આપવામાં આવશે નહિ; પરંતુ ઈંટની નીમેલી ગણતરી તમારે પૂરી કરી આપવી પડશે" (૫; ૧૭, ૧૮). આવા ફારૂનો આજ પણ દુનિયામાં ઘણા છે. તેઓ છેક નાબૂદ થઈ ગયા નથી.

**મુસા વિવાદમાંથી નીકળીને વિશ્રામસ્થાન શોધે છે**—હેબ્રી મુકાદમો રાજાને મળી આવ્યા પછી મુસા તથા હારૂનને મળ્યા, અને તેમની આગળ પોતાનો બધો ઊભરો કાઢયો, કારણ કે તેઓએ આગેવાન થઇને લોકો પર ફારૂનની કફાનજર કરાવી હતી. પરંતુ મુસા તથા હારૂનને જે લોકો દોષ દેતા હતા, તેમનો આપણે બહુ દોષ કાઢવો જોઈએ નહિ, કારણ કે જેનું મન દુઃખી થએલું છે તે ઘણી વખત આંધળો બને છે, અને કોને બોલે છે તથા શું બોલે છે તેની તેને સૂઝ હોતી નથી. ઘણી વાર તો જેના પર તે વિશેષ પ્રેમ રાખતો હોય છે તેને જ વિશેષ ઝાટકી નાખે છે. પરંતુ મુસા પર જ્યારે આવું આવી પડયું ત્યારે તે ચતુરાઈથી અને ધીરજથી વર્ત્યો. એક ઘણા ધાર્મિક મિશનરીની એવી વાત છે, કે જ્યારે જ્યારે લોકો તેની વાત ન સમજે અને તેને દોષ દે, ત્યારે તે એક **ગુપ્ત સ્થળે** જતો, અને ત્યાં જઈ પોતાનું હૃદય ખોલતો. એમ કરવાથી તેને દિલાસો મળતો, અને એમ કર્યા પછી લોકોની સાથે તેને સમાધાન થતું. એજ પ્રમાણે હેબ્રીઓના મહાન નેતાએ પણ કર્યું—"મુસા યહોવાહ પાસે પાછો ગયો" (૫; ૨૨). તેણે તે લોકોને તો કંઈ જ કહ્યું નહિ, કારણ કે તેણે તેઓની સાથે સામી વાત કરી હોત, તો

તેઓ દુઃખી અને ચીઢાએલા તો હતા જ એટલે વધારે ચીઢાત. ઘણા એવા માણસો છે કે તેઓના ઉપર કંઈ પણ અસર કરવી હોય તો તે પ્રભુની મારફતે જ કરી શકાય. **ગુપ્ત સ્થળે** જ્યારે આપણે આશ્રય લેવા જઈએ છીએ, ત્યારે જ જેને કબજે તેઓનાં તથા આપણાં પણ હૃદયો છે, તેની મારફતે આપણે તેમના પર કંઈ અસર કે પ્રભાવ પાડી શકીએ છીએ.

મુસાએ યહોવાહની પાસે જઇને જે પ્રાર્થના કરી અને તેને જે વાત કરી તે પરથી આપણને એમ લાગે કે મુસાએ ઇશ્વિર સાથે બેઅદબી કરી, પરંતુ તેની સાથે એમાં કેટલો વિશ્વાસ સમાએલો છે, અને કેટલી છૂટથી પ્રાર્થના કરવામાં આવી છે એ પણ આપણે ધ્યાનમાં લેવું જોઇએ. મુસાની પ્રાર્થનામાં વિશ્વાસ અને છૂટ એ બે તત્ત્વો હતાં, તે પરથી તેને ઇશ્વિર સાથે કેટલો ગાઢ સંબંધ હતો તેનું પ્રમાણ મળે છે. તે અત્યાગ્રહથી પહેલ કરીને ઇશ્વિરને એ બાબતમાં હાથ ઘાલવાને વિનવે છે: "હે યહોવાહ, તેં શા માટે આ લોકના ભૂંડા હાલ કર્યા છે? તેં શા માટે મને મોકલ્યો છે?... તેં પણ તારા લોકને છોડયા નથી" (૫; ૨૩). જ્યારે આપણને એવું લાગે છે કે પ્રભુ કંઈ જ કરતો નથી, ત્યારે આપણે સર્વ મુસાના જેવા જ થઈએ છીએ, પરંતુ તેને એવો જવાબ મળ્યો કે "હવે હું ફારૂનની શી વલે કરીશ તે તું જોશે. કેમકે (પ્રભુના) બળવાન હાથથી તે તેઓને જવા દેશે; અને બળવાન હાથથી તે તેના દેશમાંથી તેઓને હાંકી કાઢશે" (૬; ૧૧). હવે એ ઘડી આવી પહોંચે છે. પ્રભુ રાજ કરે છે, નહિ કે ફારૂન કે કોઈ બીજો. મિસર દેશ પર જે જુદા જુદા અનર્થો એક પછી એક આવી પડ્યા તે પરથી કોનો અમલ ચાલે છે, તે દેખાઈ આવે છે.

(શાસ્ત્રમાં ઘણે ઠેકાણે એકનેએક બીનાના બે હેવાલો આપવામાં આવ્યા છે. અધ્ય. ૬; ૨—૭; ૧૩માં જે હકીકત આવે છે, તે આપણે આગળ જોઇ ગયાં છીએ. આ ફકરો (P) નામના લેખકનો છે. આ ફકરામાં અને આગળ જે વાત આવી ગઇ એ બેમાં કોઈ કોઈ ઠેકાણે થોડો થોડો તફાવત તો છે, તોપણ એકંદરે એ હેવાલોમાં ઘણું મળતાપણું છે. એક ને એક જ બાબત વર્ણવવાની હોય, પણ જો વર્ણનકારો જુદા જુદા હોય તો તફાવત તો આવવાનો જ. આ બે વર્ણનોમાં જે જે ઝીણું ઝીણું

મળતાપણું છે તે ધ્યાનમાં લેવા જેવું છે. અ. ૭; ૧૪થી વાતો આગળ ચલાવવામાં આવી છે, અને ત્યાંથી મિસર પર જે જુદા જુદા અનર્થો એક પછી એક આવ્યા તેની શરૂઆત થાય છે. આ અનર્થોએ ફારૂનની હઠ ધીરે ધીરે દૂર કરી. જુદાં જુદાં સાહિત્યો પરથી આ અનર્થોની વાત લઈને તેની એક સળંગ વાત બનાવવામાં આવી છે, અને પ્રબોધકવાદી તથા યાજકવાદી લેખકોનાં લખાણો જોડી દઈને દશની સંખ્યા કરવામાં આવી છે.)

## પ્રકરણ ૮મું

# મિસરમાંની સ્મરણીય રાત

(નિર્ગ. ૧૨; ૧-૧૪, ૨૯-૩૬)

મિસર દેશ પર જે અનર્થો આવ્યા તે કુદરતી હતા તેમજ અદ્ભુત પણ હતા. તે કુદરતી હતા એમ કહેવાનું કારણ એ છે કે એવા બનાવો બને એવી મિસર દેશની કુદરતી સ્થિતિ ત્યારે હતી અને હાલ પણ છે. જ્યારે જ્યારે નીલ નદીમાં પાણીની રેલછેલ થતી ત્યારે પાણી ડહોળાઈને કાળું રગડા જેવું થઈ જતું, અને આથમતા સૂરજનાં કિરણો તેના પર પડતાં ત્યારે તે લોહીવર્ણું દેખાતું. આવું થાય ત્યાર પહેલાં કેટલાક દિવસોથી નદીનું પાણી પીવાના કામમાં આવી શકતું નહિ, કારણ કે એમાં જાતજાતની સડેલી કોહેલી વનસ્પતિ તણાતી જતી. વળી જ્યારે જ્યારે નદીમાં પૂર આવે ત્યારે દેડકાં પણ પુષ્કળ થઈ જતાં, અને તે ડેંડુ ડેંડુ કરીને રાતને કંટાળામય કરી મૂકતાં. માખીઓ તો હજીએ મિસરનો કાળ છે. તે રોગના જંતુઓ ફેલાવે છે, તેથી ગુમડાં, ગોડ, વગેરે ફાટી નીકળે છે. ઢોરમાં ચાલતી મરકીની પણ મિસરમાં કંઈ નવાઈ નથી. ગર્જના અને કરાપાત વિષે સાઇસ કરીને એક જણ કહે છે, કે ૧૮૯૫ની વસંતઋતુમાં મિસર દેશમાં ગર્જના અને કરાનું એવું જબરૂં તોફાન થયું હતું, તેથી ૩,૦૦૦ એકર ખેડેલી જમીન ઉજ્જડ થઈ ગઈ હતી. બીજા અનર્થો વિષે પણ એવું જ કહી શકાય. એ જે દશ અનર્થો થયા હતા તેવા હાલ પણ મિસર દેશમાં વત્તાઓછા પ્રમાણમાં અવારનવાર થયા કરે છે. આ તો મિસરના અનર્થોની એક બાજુ આપણે જોઈ, પરંતુ આવી કુદરતી આપત્તિઓ ઉપરાછાપરી આવી, તેથી મિસરીઓ તથા હેબ્રીઓ હબકી ગયા.

પરંતુ આ અનર્થો કુદરતી આપદાઓ હતા એટલું જ નહિ, પણ તેમાં "ઇશ્વરની આંગળી" હતી. આ અનર્થોનું અતિ તીવ્ર તથા અત્યંત ભયંકર સ્વરૂપ, તેઓનો એકબીજા સાથે સહકાર, તેઓ મિસરના અમુક

ભાગ પર જ આવ્યા અને અમુક ભાગ પર નહિ, વળી મુસા તથા હારૂન પ્રાર્થના કરે ત્યારે અને ફારૂન હઠીલો થાય ત્યારે આવે, અને મુસા તથા હારૂન પ્રાર્થના કરે અને ફારૂન જરા ઢીલો પડે ત્યારે જતા રહે, એ બધા પરથી સ્પષ્ટ જણાય છે, કે તે અનર્થો માત્ર કુદરતી કારણોનું પરિણામ નહોતા, પરંતુ એ તો ઈશ્વર તરફથી મોકલાએલા હતા અને એમાં ઈશ્વરનો હાથ હતો. તે પરથી વળી પોતાના લોકોને મદદ કરવાને, તથા જેઓ તેની ઇચ્છાની સામા થાય છે તેઓને નમાવવાને, ઈશ્વરની પાસે કેટલાં બધાં સાધનો છે એ પણ જણાય છે. પ્રભુ પોતાના શત્રુઓની સામે કેટલો ધીરે ધીરે પગલાં લે છે, પરંતુ તે પગલાં કેટલાં ચોક્કસ છે, એ પણ આ વાત પરથી સ્પષ્ટ થાય છે. પોતાના લોકો સાથે તથા પોતાના વિરોધીઓ-ની સામે, પ્રભુની કામ કરવાની રીત કેવી છે, તે આ અનર્થોના દૃષ્ટાંત પરથી દેખાય છે. માણસ કેટલો અબળ છે કે તે ઈશ્વરની સાથે બાથ ભીડી શકે નાહ, તેમજ જેઓ ઈશ્વરની ઇચ્છા સામે વિરોધ કરે છે તેઓની નિષ્ફળતા કેટલી અનિવાર્ય તથા નક્કી છે, એ બતાવવાને આ અનર્થો શાસ્ત્રમાં દાખલ કરવામાં આવ્યા છે.

આ અનર્થો જેમ એક પછી એક આવતા ગયા તેમ તેમ મેરેંપ્તાહનું પાણી ઊતરતું ગયું. પરંતુ તે એવી પ્રકૃતિનો માણસ હતો કે તેના મનમાં સારા સંસ્કારો સ્થિર કે સ્થાયી રહે નહિ. એથી આપણે વારંવાર જોઈએ છીએ, કે ફારૂન કોઈક વેળા અનુતાપી દેખાય છે, અને કોઈક વેળા અહંકારી દેખાય છે. તેના હૃદયમાં અનુતાપ અને અહંકાર એ બે વચ્ચે યુદ્ધ મચી રહ્યું હતું. જેઓ અસ્થિર કે ચંચળ સ્વભાવના છે તેઓ પાપ અને પવિત્રતાની વચ્ચે આથડયા કરે છે, પણ એકે સ્થિતિમાં ટકી શકતા નથી.

**ફારૂનનો ફેંસલો**—મિસરના રાજાઓ "ફારૂન" કહેવાતા હતા, અને ફારૂનો પોતાને બહુ મોટા સમજતા હતા, પરંતુ હવે પ્રભુ એ મોટાઓનું છેવટ લાવી દેવાનો હતો. એક વરસની અંદર તો મિસર સાથેનો કજિયો પતાવી દેવાનું ઈશ્વરે ધાર્યું હતું. "અને યહોવાહે મુસાને કહ્યું, કે ફારૂન ઉપર તથા મિસર ઉપર હું બીજી એક વિપત્તિ આણીશ; ત્યાર પછી તે તમને અહીંથી જવા દેશે" (૧૧ ; ૧).

**પાસ્ખાપર્વ**—મિસર પર છેલ્લી વિપત્તિ આવે ત્યાર પહેલાં પ્રભુએ ઇસ્રાએલીઓને પાસ્ખાપર્વ પાળવાનું કહ્યું હતું. આ ઠેકાણે પાસ્ખાપર્વની વાત એકાએક આવે છે. તેની ઉત્પત્તિ વિષે તથા તેનાં કારણો ને હેતુઓ વિષે અગાઉ કંઈ કહેવામાં આવ્યું નથી, તે પરથી લાગે છે, કે શેમવંશી લોકોમાં આ પર્વ ઘણા પ્રાચીન કાળથી પળાતું હશે, અને હેબ્રી લોકો પણ બીજા લોકોની પેઠે આ પર્વ ઘણા વખતથી પાળતા આવેલા હશે. આ પર્વ જે ઉજવવાનું છે તે કોઈ નવા પર્વની સ્થાપના છે, એમ નથી; પરંતુ જે પર્વ તેઓ પાળતા જ આવેલા હતા તેને બીજા જ હેતુને સારૂ પ્રતિષ્ઠિત કરવામાં આવે છે. એટલે પહેલાં ગમે તે કારણસર તેઓ તે પાળતા હોય, પરંતુ હવેથી હેબ્રીઓનો જે મોટો ઉદ્ધાર થવાનો હતો તેના સ્મરણાર્થે અને તેના સંસ્કારાર્થે તે પાળવાનું ફરમાવવામાં આવ્યું. એ પર્વ આબીબ અથવા નિસાન માસમાં પાળવામાં આવતું, એટલે અંગ્રેજી માસ પ્રમાણે માર્ચ—એપ્રિલમાં તે આવતું. હેબ્રીઓનું મિસરમાંથી નિર્ગમન થયું, તે કારણથી જે મહિનામાં તેમનું નિર્ગમન થયું તે માસને તેઓએ તેમના ધાર્મિક સંવત્સરનો આદિ માસ ગણવાનો ઠરાવ્યો.

પાસ્ખા પર્વની ક્રિયાપદ્ધતિ આ પ્રમાણે હતી: પ્રત્યેક કુટુંબ દીઠ, અથવા કુટુંબ નાનાં હોય તો બે મળીને, એક હલવાન અથવા લવારૂં લે. ચાર દિવસ પછી તેને કાપે, અને પોતાના રક્ષણાર્થે તથા સમર્પણાર્થે આરંભાર્પણ દાખલ હણેલા હલવાન કે લવારાનું લોહી પોતાના ઘરની બારસાખો પર તથા ઉમરા પર છાંટે. સાંજે આખું કુટુંબ (અથવા બે કુટુંબ હોય તો બન્ને ભેગાં) શેકેલું માંસ કડવી ભાજી સાથે ખાય. બેખમીર રોટલી પણ ખાય. બેખમીર રોટલીનું તો ખાસ જુદું પર્વ પળાતું, પરંતુ હવેથી તેને પાસ્ખા પર્વ સાથે પાળવામાં આવે છે. આ પર્વ પાળવામાં ઘરનાં નાનાં નાનાં છોકરાં પણ ભાગ લેતાં, અને જ્યારે બધાં સાંજે જમવા બેસે, ત્યારે જમતાં જમતાં છોકરાં માબાપને પૂછે, કે આ બધી ક્રિયાનો અર્થ શો? માબાપ બધી હકીકત સમજાવે. આ પ્રશ્નોત્તર પણ તે પવિત્ર રાતે કરવાની ક્રિયાનું એક અંગ હતું. આ પરથી જોઈ શકાય છે, કે જૂના કરારમાં પહેલેથીજ ધાર્મિક ક્રિયાઓમાં આખા કુટુંબનો ભાગ હતો.

**પાસ્ખા પર્વ અને પ્રભુભોજન**—એક યહુદી વિદ્વાન પાસ્ખા પર્વના સંબંધમાં પોતાના ધર્મબંધુઓની જાણુ માટે આવું લખે છે, કે પાસ્ખા પર્વ તે હેબ્રી ધર્મનો મૂળ પાયારૂપ ઉત્સવ તથા સ્વતંત્રતાનો મહોત્સવ છે. એક જણુ લખે છે, કે "ભુતકાળને યાદ રાખો અને ભવિષ્યને માટે કામમાં મંડયા રહો : આશા રાખો અને સહાય કરો : વિચાર કરો અને ઉપકાર માનો : બળવાન થાઓ અને બીજાઓને બળવાન બનાવો : આનંદ કરો અને અન્યને આનંદ કરાવો." આપણે માટે તો "જે રાતે પ્રભુ ઈસુને પરસ્વાધીન કરવામાં આવ્યો" તે રાતે પાળવામાં આવેલું પાસ્ખાપર્વ હવે તો બદલાઈ ગયું છે, અને તેને ઠેકાણે પ્રભુભોજનનું મહાન ખ્રિસ્તી પર્વ આવ્યું છે. તે પાસ્ખાપર્વ કરતાં એટલું બધું ચઢિયાતું છે, કે આપણે તેને ખાસ સંસ્કાર કહીએ છીએ. હેબ્રી લોકોનું મિસર દેશમાંથી જે નિર્ગમન કરવામાં આવ્યું હતું તેના કરતાં આપણું જે મોટું નિર્ગમન કરવામાં આવ્યું છે તે આપણે આ સંસ્કાર પાળતી વખતે યાદ કરીએ છીએ અને રાખીએ છીએ, અને આપણે પ્રભુના છીએ, એવો કરાર નવેસરથી કરીએ છીએ. જેણે આપણા પર પ્રેમ રાખ્યો અને આપણે સારૂ પોતાને આપ્યો તેની યાદગીરીને અર્થે ઉપકારસ્તુતિસહિત આપણે એ સંસ્કાર પાળીએ છીએ, અને એ દ્વારા, ઈશ્વર જે આપણુ સર્વનો પિતા છે તેની સાથે આપણે સંગતમાં આવી છીએ. ઈસ્રાએલીઓમાં તો છોકરાં પણુ પાસ્ખાની મેજ આગળ આવીને બેસતાં અને પાસ્ખા ખાતાં, પરંતુ ખ્રિસ્તી પાસ્ખામાં છોકરાંઓને બહુ કરીને ભાગ લેવા દેવામાં આવતો નથી. એ વિષે છોકરાઓ અને જુવાનોમાં કામ કરનાર કેટલાક ઉપદેશકોનો એવો મત છે, કે ખ્રિસ્તી મંડળી આ બાબતમાં, એટલે છોકરાંઓને પ્રભુભોજનમાં ભાગ આપવાની બાબતમાં પૂરેપૂરી રીતે નહિ તો કંઈક અંશે પણુ, જૂના કરારની મંડળીના ઉત્તમ નમૂનાને અનુસરે તો ઘણો ફાયદો થાય.

આ પ્રમાણે જ્યારે જ્યારે આ ઉત્સવ ઉજવવામાં આવે છે ત્યારે ત્યારે આપણુને માત્ર "ઉપલી મેડી"નું સ્મરણુ થાય છે એમ નહિ, પણુ મિસરની તે સ્મરણીય રાતનું પણુ સ્મરણુ થાય છે. તે વખતે દરેક ઘરમાં

માબાપો ને છોકરાં સિંચેલા લોહીના આશ્રય હેઠળ સહીસલામત બેઠાં હતાં, અને તેઓએ કરારનો સ્વીકાર કરી લીધો હતો, અને તેઓને એમ લાગતું હતું કે હવે અમે છૂટાં અને સહીસલામત છીએ, કારણ કે પ્રભુ અમારી સાથે છે અને અમે પ્રભુના પક્ષમાં છીએ.

**અંધકાર અને મરણ**—હવે જે છેલ્લી વિપત્તિ મિસર દેશ પર આવી તે તો એ હતી કે આખા દેશ પર મરણનો માર આવી પડયો. દેશાટન કરનાર કહે છે, કે આવી મરકીઓએ મિસર દેશને ઘણી વાર ઉજ્જડ કરી મૂકેલો છે. ઘણું કરીને વસંતઋતુમાં દક્ષિણ તરફથી પ્રાણઘાતક ઝેરી વાયુ નીકળે છે, અને તે વાયુથી ધૂળ અને રેતી એટલી બધી ઊડે છે, કે આકાશમાં જાણે કાળું વાદળ છવાઈ રહ્યું હોય એવો દેખાવ થાય છે. આ વખતે મિસર દેશ પર આવી વિપત્તિ આવી હતી, અને તેણે દેશના સર્વ પ્રથમજનિતોનો ભોગ લીધો હતો. જો કે આ વિપત્તિ તો કુદરતી માર જેવી દેખાય છે ખરી, તોપણ તેમાં ઈશ્વરનો હાથ હોય એવું કેટલીક બાબતો પરથી પ્રગટ રીતે જણાય છે, જેમકે એ આપત્તિનો અવસર, એની ઉગ્રતા, અને સૌથી અજાયબ જેવું તો એ, કે ગોશેનમાં રહેનાર ઈસ્રાએલીઓ આ મારમાંથી બચી ગયા અને એકલા મિસરીઓ પર તે આવી પડયો, એ બધા પરથી સ્પષ્ટ લાગે છે, કે એમાં "ઇશ્વરની આંગળી" હતી.

**હેબ્રીઓને મિસરમાંથી જવા દેવાનો હુકમ**—રાજા અને રૈયત બન્નેનો એટલે આખા મિસર દેશનો આંકડો હવે નમ્યો, અને ઘણા ગભરાટમાં આવી જઈને તેઓએ કહ્યું, કે "અમે તો બધાં મરી ગયાં!" (૧૨; ૩૩). હવે આખી મિસરી કોમ દીન થઈ ગઈ. હઠીલો ફારૂન પણ આ સર્વ એક પછી એક બનેલી બીનાઓ પરથી મળતી શિખની અવગણના કરી શકયો નહિ, તેમજ તેની રાજનીતિ અને ઉન્મત્તતાને કોરે મૂકીને તેના પોતાના જ જે લોકો બળવો કરવાની અણી પર આવી ગયા હતા તેઓની સામે પણ થઈ શકયો નહિ. આવી સ્થિતિ થઈ એટલે મુસા તથા હારૂનને રાજાની હજૂરમાં પાછા બોલાવવામાં આવ્યા, અને રાજાએ તેમને દેશમાંથી જવાનો હુકમ આપતાં કહ્યું, કે "તમે તથા ઈસ્રાએલપુત્રો બન્ને ઊઠો, ને મારા લોક મધ્યેથી નીકળી જાઓ; અને જઈને

તમારા કહ્યા પ્રમાણે યહોવાહની સેવા કરો" (૧૨ ; ૩૧). હેબ્રીઓ તો જવાને તૈયાર થઈ રહેલા હતા. તેઓએ ઉતાવળથી પોતાની કથરોટો પોતાની ચાદરોમાં બાંધી લીધી, અને તેઓએ કેટલા લાંબા વખતથી મિસરીઓની વેઠ કરી હતી, પરંતુ તેનો યોગ્ય બદલો તેમને મળ્યો નહોતો, માટે તે બદલ હેબ્રીઓએ મિસર દેશ છોડતી વેળા તેમની પાસેથી વસ્ત્રો તથા સોનારૂપાના દાગીના માગ્યા, અને મિસરીઓએ તે તેમને આપ્યા. તે સર્વ લઈ તેઓ નીકળતા પહેલાં રામસેસમાં એકઠા થયા. અહીંથી તેઓ નીકળીને સ્વતંત્રતાના પ્રદેશમાં પ્રવેશ કરવાના હતા. આ સ્મરણીય રાત વિષે ૧૧૪મું ગીત વાંચવા જેવું છે :—

"જ્યારે ઈસ્રાએલીઓ મિસરમાંથી નીકળ્યા,
એટલે યાકૂબનું કુટુંબ પરભાષા બોલનાર લોકોમાંથી નીકળ્યું ;
ત્યારે યહુદાહ તેનું પવિત્રસ્થાન,
અને ઈસ્રાએલ તેનું રાજ્ય થયું... "

## પ્રકરણ ૯મું

# મિસરમાંથી નિર્ગમન

( નિર્ગ. ૧૨ ; ૩૭–૪૨: ૧૩ ; ૧૭–૨૨ )

**ગોશેન દેશ**—હેબ્રી લોકો ગોશેન દેશમાં વસતા હતા. તે એક ત્રિકોણાકાર પ્રદેશ હતો. તેનું ક્ષેત્રફળ ૬૦–૮૦ માઇલ હતું, અને હાલ જ્યાં કેરો શહેર છે ત્યાંથી પચાસેક માઇલ દૂર એ પ્રદેશ આવેલો હતો. આ પ્રદેશમાં પિથોમ, રામસેસ અને સુકકોથ નગરો હતાં, અને તે પાસે પાસે આવેલાં હતાં. ત્યાં તમામ ઈસ્રાએલીઓ પોતાનાં ઢોરઢાંક, ઘેટાં-બકરાં વગેરે જે કંઈ હોય તે લઈને, મિસરમાંથી વિદાયગીરી લેતાં પહેલાં એકઠા થયા હતા. ઇસ્રાએલી લોકોની સાથે મિસરમાંથી જતા રહેવાને બીજા પણ ઘણા લોકો નીકળ્યા, એટલે જે મિસરીઓ ઇસ્રાએલીઓની સાથે વિવાહવ્યવહાર કરીને તેમના સગા બંધાયા હતા તેઓ, મિસરની સરહદ પર રહેનારા તેમના એશીઆના વતનીઓ તથા બીજી બીજી કોમના લોકો જેઓ લડાઈમાં કેદ પકડાએલા અને હેબ્રીઓની પેઠે ગુલામ કરાએલા તથા તેઓના સહવેઠીઆ હતા, તેઓ સર્વ આ સંઘમાં જોડાયા, અને ઇસ્રાએલને જે છૂટકો મળ્યો તેમાં તેઓ પણ તેઓની સાથે આનંદ કરવા લાગ્યા. આ મિશ્ર સંઘ વિષે વારંવાર આપણા વાંચવામાં આવશે, પરંતુ ઘણે ભાગે તેમના વિષે કંઇ સારૂં વાંચવામાં આવતું નથી, કારણ કે ઇસ્રા-એલીઓ જે ધર્મ પાળતા હતા અને જે આદર્શો રાખતા હતા તે આ મિશ્રિત લોકોને બહુ માન્ય નહોતું.

**ઈસ્રાએલીઓની સંખ્યા**—મિસરમાંથી કેટલા ઈસ્રાએલીઓ નીકળ્યા એ વિષે જાતજાતના મત છે. બાઇબિલમાં માત્ર પુરુષોની જ સંખ્યા ૬,૦૦,૦૦૦ બતાવેલી છે, અને એ આંકડા પરથી સહેજે એવું અનુમાન તો કરી શકાય, કે સ્ત્રીઓ અને છોકરાં મળીને ઓછામાં ઓછાં ઇસ્રાએલવંશજો વીસ લાખ હશે. હવે આ પરથી એટલી તો આપણે અટકળ કરી શકીએ, કે કયે ધોરણે આ ગણતરી કરવામાં આવી હશે તે આપણે જાણતાં નથી.

હવે આ ગુંચવણનું નિરાકરણ કરતાં ફ્લિન્ડર્સ પેટ્રી કરીને એક પ્રોફેસર એમ કહે છે, કે હેબ્રી ભાષામાં "આલેફ" અક્ષર છે, અને તેનો તરજુમો "હજાર" શબ્દથી કરવામાં આવ્યો છે, પરંતુ ખરૂં જોતાં તેનો તરજુમો "કુટુંબો" અથવા "માંડવામાં રહેનારાં" એવા કોઇ શબ્દથી કરવો જોઈએ. ગણના ૧; ૧૬માં એવી રીતે તે શબ્દનો તરજુમો કરવામાં આવેલો છે. આ અર્થ પ્રમાણે ઈસ્રાએલીઓની આખી સંખ્યા છ–સાત હજારની થાય, અને હાલની સિનાય દ્વીપકલ્પની વસ્તી પણ લગભગ એટલી જ છે. ગોશેન પ્રાંત અને સિનાય દ્વીપકલ્પ વિસ્તારમાં લગભગ સરખા જ હતા. હવે હેબ્રી લોકો ઘણે ભાગે ભરવાડનો ધંધો કરતા હતા, તેઓ જો છસાત હજારથી વધારે હોય તો ગોશેન પ્રાંતમાં તેમનું પોષણ થાય એવું નહોતું, તેમજ એથી વધારે માણસો સિનાય દ્વીપકલ્પમાં પણ પોષાય તેમ નહોતું. વળી વીસ લાખ જેટલાં માણસો હોય અને તેઓનો આગેવાન એક જ માણસ હોય, એ પણ સંભવિત લાગતું નથી; તેમ "મુલાકાતમંડપ" આગળ ઈસ્રાએલીઓને વારંવાર એકઠા થવું પડતું હતું, તો વીસ લાખ જેટલાં માણસો વારંવાર એક જ સ્થળે એકઠાં થઈ શકે, એ પણ માનવા જેવું લાગતું નથી. ડ્રાઇવર અને સાઇસ જેવા વિદ્વાનો પેટ્રીનો ખુલાસો માન્ય રાખતા નથી, પરંતુ તેઓ એવું કહે છે, કે હેબ્રી લોકોને પોતાની કોમનો ઘણો અહંકાર હતો, અને એ કોમી અહંકારને લીધે તેઓએ પોતાની વસ્તી ઇરાદાપૂર્વક મોટા આંકડાઓમાં બતાવી હતી.

**યુસફના વિશ્વાસનું પ્રમાણ**—મિસરી લોકો પાસેથી ઈસ્રાએલી લોકોએ જે સોનારૂપાના દાગીના માગી લીધા હતા તે એટલા બધા હતા કે તે વડે તેઓ ધનવાન બન્યા હતા, પરંતુ એના કરતાં પણ વધારે કિંમતી ખજાનો તેઓની પાસે હતો, અને તે તેમણે સાથે લઈ લીધો હતો. હેબ્રી કોમમાં યુસફ એક મહાપુરુષ થઈ ગયો. તે મરી ગયો ત્યારે તેઓએ તેના મૃત શરીરમાં મસાલા ભરીને તે રાખી મૂક્યું હતું. આ શબ તે તેમના ખજાનારૂપ હતું. યુસફે મરતાં મરતાં તેઓની પાસેથી વચન લીધું હતું (ઉત્પ. ૫૦; ૨૫), કે જ્યારે તમે તમારા પૂર્વજોના દેશ કનાનમાં જાઓ ત્યારે "મારાં હાડકાં અહીંથી લઈ જજો," અને કનાનની

પવિત્ર ભૂમિમાં તેને દાટજો. હેબ્રીઓને પત્ર લખનાર કહે છે, કે "વિશ્વાસ-થી યુસફે પોતાના અંતકાળે ઈસ્રાએલના સંતાનના નિર્ગમન વિષેની વાત યાદ દેવડાવીને પોતાનાં હાડકાં સંબંધી આજ્ઞા આપી" (હેબ્રી. ૧૧ ; ૨૨). યુસફની મરણઘડીના શબ્દો પરથી તેનો વિશ્વાસ તથા તેની આશા કેવાં હતાં તે, તેમજ પ્રભુ અને તેના લોકોનો સંબંધ કેવો હતો, એ પણ દેખાય છે. યુસફે પોતાની આખી જિંદગી પ્રભુને અર્પી દીધી હતી, એટલુંજ નહિ પણ તે તેની છેલ્લી ઘડીએ પણ તેને વિશ્વાસુ રહ્યો હતો, અને એનું પ્રમાણ એ છે, કે પ્રભુએ જે જે વચનો આપ્યાં હતાં તે સર્વેનો તે પોતાના મરણકાળે પણ સ્વીકાર કરે છે, અને પોતાની છેલ્લી ઘડીએ પોતાના લોકોને એ વચનો મોટી અનામત તરીકે સોંપી જાય છે. "આપણી આસપાસ શાહેદોની...મોટી વાદળરૂપ ભીડ છે;" તેઓ એવો પ્રકાશ મૂકતા ગયા છે કે જેથી તેમનાં મરણો આનંદ-જનક લાગે છે.

**કનાન જવાનો રસ્તો**—સુકકોથ આગળ બધા ઈસ્રાએલી લોકો એકઠા થયા. ત્યાંથી કનાન જવાના બે માર્ગ હતા: એક ઉત્તર તરફ જવાનો માર્ગ હતો, એટલે ઉત્તર દિશામાં જઈને ત્યાંથી પૂર્વ તરફ ફંટાવાનું હતું. એ રસ્તે જો તેઓ ગયા હોત તો તેઓ "પલિસ્તીઓનો માર્ગ" નામે ઓળખાતા રસ્તે થઈને સીધા કનાનમાં પહોંચી જાત. એ રસ્તો તેમને પાસે પડત ખરો, પરંતુ એમાં એ વાંધો હતો, કે ઈસ્રાએલી લોકો યુદ્ધકુશળ નહોતા, અને એ રસ્તે એમના પર જાતજાતના લોકો તરફથી હુમલા આવવાનો સંભવ હતો. એવે વખતે બિચારા બિનકેળવાએલા ઈસ્રાએલીઓ શું કરે? ઈ. સ. ૧૯૧૫માં જ્યારે તુર્કો અને જર્મનોને મિસર દેશ પર ચઢાઇ કરવી હતી, ત્યારે એવાં જ કારણોને લીધે જે માર્ગે ઈસ્રાએલી લોકો ગયા હતા તેજ માર્ગે થઈને તેઓ પણ ગયા. એ ઉપરાંત એ રસ્તે એક બીજી હરકત હતી; એટલે ઠેકાણે ઠેકાણે મોરચા બાંધેલા હતા અને પહેરા મૂકેલા હતા. એવે રસ્તે થઈને છોકરાં, સ્ત્રીઓ, જનાવર, વગેરે લઈને જવું ખરેખર અશક્યજ હોય. પરંતુ કનાન જવાનો એ સિવાય બીજો એક રસ્તો હતો. તે "અરણ્યનો માર્ગ" કહેવાતો હતો, અને જેવું તેનું નામ હતું તેવોજ તે રસ્તો પણ હતો, કારણ

કે એ રસ્તે થઈને જતાં અરણ્ય વટાવવું પડતું હતું. હાલ યાત્રાળુઓ આ અરણ્યને માર્ગે થઈ ને જાય છે. આ માર્ગ ઇસ્રાએલીઓએ પસંદ કર્યો. ગણિતશાસ્ત્ર પ્રમાણે તો કોઈ પણ બે બિંદુઓ વચ્ચેનો સીધો માર્ગ તે સૌથી ટૂંકો માર્ગ છે, પરંતુ પ્રભુ તો આ લોકોને ચકરાવો ખવડાવીને લઈ ગયો; કારણ કે જીવનની સફરમાં તો ઘણી વાર એવું બને છે કે, ચકરાવો ખાઈ ને જવાનો રસ્તો એજ સૌથી ટૂંકો રસ્તો પડે છે. ઘણે ભાગે જુવાન સ્ત્રીપુરુષોને ટૂંકા રસ્તા પસંદ પડે છે, અને ઘણાં વરસોની લાંબી, કંટાળા-ભરેલી મુસાફરી કરવી તેમને ગમતી નથી. પરંતુ જિંદગી તે એક શાળા જેવી છે, અને તે પરથી આપણે એવું શીખવું જોઈએ કે યોગ્ય સમયે પ્રભુ બધું કરશે, માટે આપણે ધીરજ રાખવી અને બળવાન થવું જોઈએ. દરેક માણસને કંઈ કંઈ મુરાદો હોય છે, હવે જો આપણે તેમને "યોગ્ય રીતે" પ્રાપ્ત કરીએ નહિ, તો તે કદી જ પ્રાપ્ત થવાની નથી.

અરણ્યને માર્ગે થઈને જતાં તેઓ એથામ આગળ આવી પહોંચ્યા. આ શહેર એ અરણ્યની કોર પર આવેલું હતું. પરંતુ અહીં આગળ તેમને થોડો વખત ખોટી થઈ રહેવું પડ્યું; તેથી લોકોએ જરા પાછા હઠીને સુએઝના અખાતની પશ્ચિમ બાજુએ પડાવ નાખ્યો. આ વાતની ખબર ફારૂનને પડતાં તેણે એવી અટકળ કરી કે ઇસ્રાએલીઓ ભૂલા પડ્યા હશે, અથવા તેમને રસ્તાનું ભાન નહિ હોય તેથી કોક જગાએ સપડાઈ ગયા હશે. ઉત્તર તરફનો રસ્તો તો તેમણે પડતો મૂક્યો હતો. દક્ષિણ તરફ તો તેઓ જાય જ શું કરવા? કારણકે તેમનું ઇચ્છિત સ્થાન ઊલટી દિશામાં રહ્યું. તેઓની આગળ લાલ સમુદ્ર અને હારબંધ કિલ્લાઓ હતા. એ કિલ્લાઓ વડે સરોવરો અને કચ્છભૂમિઓને સળંગ કરી દેવામાં આવ્યાં હતાં, અને એવી રીતે સરહદ રક્ષિત કરવામાં આવી હતી. આવો લાગ જોઈ ઇસ્રાએલીઓને પાછા પોતાને કબજે કરવાને ફારૂન તૈયાર થઇ ગયો. ફરીથી તેનામાં મનોવિકાર થયો, અને પ્રભુની ઇચ્છાને સમ્મત થવાને બદલે તે તેની સામે પડ્યો.

**ફારૂનનું હઠીલું હૃદય**—અવારનવાર થતા ફારૂનના મનોવિકાર વિષે બાઇબલમાં જુદે જુદે ઠેકાણે આ પ્રમાણે લખેલું છે: "યહોવાહે ફારૂનનું હૃદય હઠીલું કર્યું" (૯; ૧૨), "ફારૂને પોતાનું હૃદય હઠીલું

કર્યું" (૮ ; ૧૫), અને "ફારૂનનું હૃદય હઠીલું થયું" (૮ ; ૧૯). આ પરથી જણાય છે કે ત્રણ જુદી જુદી રીતે ફારૂનનું હૃદય હઠીલું થાય છે: હવે ગમે તે દૃષ્ટિએ આપણે વિચાર કરીએ—પ્રભુએ તેનું હૃદય હઠીલું કર્યું, ફારૂને પોતે પોતાનું હૃદય હઠીલું કર્યું, અથવા એવા સંજોગો આવો મળ્યા કે જેથી તેને હઠીલા થવું પડયું—પણ અર્થ એકનોએક જ રહે છે. એ સમજવામાં જે મુશ્કેલી નડે છે તે એટલી જ છે કે માનસિક અને નૈતિક વિકારો કેવી રીતે થાય છે, તેનો ખુલાસો કરવાને માટે પુરાતન લોકોની શૈલીમાં ઊણપ હતી. દાખલા તરીકે ૧ રાજા. ૨૨ ; ૨૦માં કહેલું છે, કે આહાબ રાજાના પ્રબોધકોના મુખમાં જૂઠું બોલનાર આત્મા મોકલનાર પ્રભુ હતો, અને એ અસત્યવાદી આત્માના ભરમાવ્યાથી રાજાએ પોતાના વિનાશનું પગલું લીધું. આ પરથી જણાય છે કે માણસના મન પર જે જુદાં જુદાં કારણો અસર કરે છે તેનો ભેદ જૂના કરારમાં બતાવવામાં આવ્યો નથી, તેમજ કોઇપણ પુરાતન પુસ્તકમાં બતાવવામાં આવ્યો નથી. તે પુસ્તકોમાં માત્ર એટલું જ બતાવવામાં આવ્યું છે, કે જે કંઇ થાય છે તે મહાન આદિકારણ અથવા ઈશ્વરથી થાય છે. જૂના કરારમાં બધે જ એવું મળી આવે છે, અને આ વાતનો પણ એવો જ ખુલાસો આપવામાં આવ્યો છે. ટૂંકમાં કહીએ તો, હાલ આપણે એવું કહીએ છીએ કે ફલાણા કારણનું ફલાણું પરિણામ છે, ત્યારે હેબ્રી લોકો અને સર્વ પુરાતન લોકો એમ કહેતા, કે પ્રભુએ આમ કર્યું કે ફલાણું કર્યું. વળી હેબ્રીઓ તેમજ બીજા પુરાતન લોકો એવું સમજતા હતા, કે કોઈ માણસ અમુક હદ સુધી ભૂંડે માર્ગે ગયો, તો પછી તેનું આવી બન્યું. "નિર્ગમન" અથવા તો બાઈબલના કોઈ પણ પુસ્તક પરથી જો આવો મત નીકળતો હોય, તો આપણે એ યાદ રાખવુ જોઈએ કે સત્ય પ્રકાશનું પ્રકટીકરણ અથવા તે વિષેનું લખાણ ક્રમિક છે ; પૂરેપૂરો પ્રકાશ એકદમ આવ્યો નથી, પરંતુ ધીમે ધીમે આવે છે. શરૂઆતે તે અપૂર્ણ છે, પણ તે ધીમે ધીમે વધતો વધતો ખ્રિસ્ત ઈસુમાં આપણને પ્રભુનો પૂરો પ્રભાવ દર્શાવે છે. એ પ્રમાણે જોતાં, માણસના હૃદય પર દિવ્ય અસર કેવી રીત થાય છે તે અહીં બહુ આરંભક અને અપ્રફુલ્લિત સ્વરૂપમાં બતાવવામાં આવેલું છે ; અને જેટલે અંશે તે આરંભક અને અપ્રફુલ્લિત છે, તેટલે અંશે એ માન્યતા ભૂલભરેલી પણ છે.

તથાપિ ફારૂનના દાખલામાં તો આપણે ક્રમે ક્રમે જોઈ શકીએ છીએ કે જો તેની ઇચ્છા હોત તો તે પ્રભુને તાબે થઈ શકયો હોત. તેની અંતર્વાણી પ્રભુની અરજોને સ્વીકારતી હતી ખરી, તોપણ તે તેની સામે થતો. આનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું, કે તે જીદ્દી અને હઠીલા હૃદયનો થયો. કોઈ પણ બાબતના સંસ્કાર તો આપણાં હૃદયમાં રહે છે જ, અને સંસ્કારની અસર પણ રહે છે જ, તે છેક ભૂંસાઈ જતી નથી, અને તેટલે દરજ્જે આપણામાં ફેરફાર થાય છે. કાંતો આપણે સુધરીએ છીએ કે બગડીએ છીએ. આ બાબતનું બરાબર બંધબેસતું ઉદાહરણ "રોબિન્સન ક્રુસો"ની વાતમાં મળી આવે છે. તે કહે છે, કે "હું દરિયામાં ડૂબી જઇશ એવી જ્યાં સુધી મને ધારતી અને દહેશત રહેતી હતી ત્યાં સુધી હું જાતજાતની માનતાઓ અને પ્રતિજ્ઞાઓ લેતો હતો. પરંતુ જ્યારે એ દહેશત જતી રહેતી અને મારી પ્રથમ ઇચ્છાઓ મારા મનમાં પાછી આવતી, ત્યારે સંકટ વેળાએ કરેલી મારી માનતાઓ અને પ્રતિજ્ઞાઓ હું તદ્દન ભૂલી જતો હતો." ફારૂનના હૃદયની હઠીલાઈ વિષે પણ એવું જ સમજવું. મનુષ્યમાર્ગ અને દિવ્ય માર્ગ આખરે એક થઈ જાય છે ખરો, પરંતુ તે ક્યાં આગળ અને ક્યારે એક થઈ જાય છે તે આપણાથી જાણી શકાતું નથી. તથાપ હું સ્વતંત્ર છું એવું વ્યાવહારિક રીતિએ તો પ્રત્યેક માણસ જાણે છે, અને તે પોતાની સ્વતંત્રતાનો જેવો ઉપયોગ કરે છે તેવો જ તે બને છે. પરંતુ પ્રત્યેકનું ભવિષ્યમાં શું થશે, એ બાબતનું નિરાકરણ આ ધોરણથી થઈ શકશે : "જેમાં કોઈ પણ જાતનો સંસ્કાર પડે અને પડયા પછી તે તેમાં રહે એવું શું તેનું હૃદય છે ?" અને આ ધોરણે તપાસ કરતાં ફારૂન પોતાની મેળે જ દોષિત ઠરે છે.

## પ્રકરણ ૧૦મું

# ઇસ્રાએલી લોકો સુફ સમુદ્ર ઓળંગે છે

(નિર્ગ. ૧૪: ૧૫; ૧-૮)

**કાર્ય અને પ્રતિકાર્ય**—ઇસ્રાએલીઓ મિસરમાંથી નીકળ્યા ત્યારે તો મગરૂરીથી અને જાણે કોઈને ધરાવતાજ ન હોય એવી રીતે નીકળ્યા. પરંતુ સમુદ્ર આગળ જ્યાં તેઓએ પડાવ નાખ્યો હતો ત્યાંથી તેઓએ "મિસર"ને પોતાની પાછળ આવતું જોયું, ત્યારે તેઓનાં મોતિયાં મરી ગયાં, અને તેઓ મુસા ઉપર ઉશ્કેરાઇ ગયા, અને તેને સખત શબ્દોમાં કહ્યું, કે "શું મિસરમાં કબરો નહોતી કે તું અમને અરણ્યમાં મરવાને લઈ આવ્યો છે?...અરણ્યમાં મરવા કરતાં મિસરીઓ-નું દાસપણું કરવું અમને ઠીકપડત" (૧૪; ૧૧, ૧૨). તેમને દાસત્વનો પાસ બેઠો હતો તે હજી તેમનામાંથી નીકળી ગયો નહોતો. અરણ્યના પ્રવાસ દરમિયાન જે કેળવણી તેમને મળવાની હતી તે કેળવણી-ની તેમને જરૂર હતી જ, કારણ કે તે વગર તે પાસ દૂર થાય એમ નહોતું. તેઓના આવા અર્થહીન પોકારોના જવાબમાં પ્રભુએ મુસાની મારફતે કહ્યું, કે "બીહો મા, ઊભા રહીને યહોવાહ આજે તમારે માટે જે બચાવ (સ્વતંત્રતા અને છૂટકો) કરશે તે જુઓ" (૧૪; ૧૩). આ જવાબમાં કેટલી બધી વાતો સમાએલી છે! તેમાં વિસામો અને શાંતિ બન્ને છે, કંઇક કરવા ધારેલું છે, આત્માની નિર્ભયતા છે, અને ધીરજથી રાહ જોવાની છે. યહોવાહના એ ઉત્તરના શબ્દોમાં નૈતિક હિમ્મતની વ્યાખ્યા જેવી સરસ રીતે આપવામાં આવેલી છે, એથી વધારે સરસ રીતે બીજા કોઈ શબ્દોમાં આપી શકાય નહિ: "અડગ રહો, ઊભા રહો, અને યહોવાહ જે બચાવ કરે છે તે જુઓ."

**પ્રાર્થના અને પ્રગતિ**—હવે મુસાને પોતાને પણ પ્રભુ પર વિશ્વાસ રાખવાનું કહેવું પડે છે: "તું મને કેમ પોકારે છે? ઇસ્રાએલપુત્રોને કહે કહે, કે તેઓ આગળ ચાલે" (૧૪; ૧૫). ઘણી વાર એવું બને છે, કે

પ્રાર્થના શબ્દોથી નહિ, પરંતુ કૃત્યથી કરવાની હોય છે. એક જણ કહે છે, કે મારાં છોકરાં એક દિવસ ચોપાટ રમતાં હતાં, તેઓને મેં એવું કહેતાં સાંભળ્યાં, કે "પાછું તો હઠાય જ નહિ." એ સાંભળીને મને આ વાત યાદ આવી કે, જિંદગીરૂપ રમતમાં આપણો અદૃશ્ય સામાવાળીઓ આપણને પાછા હઠવા દેવાનો જ નથી. આત્માને તો આગળ ને આગળ જ ચાલવાનું છે.

**બચાવ**—તે દિવસે સૂર્ય આથમતી વખતે ઈસ્રાએલીઓ બહુ સાંકડી પટીમાં આવી ગયા હતા. આગળ દરિયો હતો, પાછળ દુશ્મન હતો. લુથરના શબ્દોમાં બોલીએ તો તેઓની સ્થિતિ "કોળવાર્ડમાં પકડાએલા ઊંદર જેવી અથવા જાળમાં સપડાએલા તીતર જેવી" હતી. પરંતુ દિવસે મેઘસ્તંભ દ્વારા અને રાતે અગ્નિસ્તંભ દ્વારા પ્રભુ તેઓની આગળ ચાલ્યો. પછી પોતાની ઇચ્છા પાર પાડવાનું તથા પોતાનું કામ કરવાનું પ્રભુએ પોતાના સેવક કુદરતને ફરમાવ્યું, એટલે કુદરતે પ્રભુની ઇચ્છાનુસાર કામ કરવા માંડ્યું. આખી રાત પુષ્કળ પવન વાયો અને પવને પાણીને પાછું હઠાવ્યું, એટલે ઈસ્રાએલીઓને માટે જવાનો રસ્તો થયો. "અને...યહોવાહે...મેઘસ્તંભમાંથી મિસરીઓના સૈન્ય ઉપર નજર કરીને મિસરીઓના સૈન્યનો પરાજય કર્યો" (૧૪; ૨૪). ૭૭મું ગીત વાંચવાથી આ આખી વાત બહુ સારી રીતે સમજાશે:

"હે દેવ, પાણીએ તને જોયો,
પાણી તને જોઈને બીધું;
ઊંડાણો પણ ધ્રૂજ્યાં.
વાદળોએ પાણી રેડ્યું;
આકાશે ગર્જના કરી;
તારી ગર્જનાનો સાદ વંટોળિયામાં હતો;
વીજળીઓએ જગતને પ્રકાશિત કર્યું;
તેં મુસા તથા હારૂનની મારફતે
પોતાના લોકોને ઘેટાંના ટોળાની પેઠે દોર્યાં."

**ઇસ્રાએલીઓએ પગે ચાલીને સમુદ્ર ઓળંગ્યો**—ઈસ્રાએલીઓ સમુદ્રમાં થઇને પાર ગયા, એ વાતનો જો કોઇ ઈનકાર કરતો હોય તો તેને અવિશ્વાસુ અને નાસ્તિક ગણવો જોઈએ. બધી જાતના સાહિત્ય પરથી, એટલે ગીતશાસ્ત્ર પરથી અને હેબ્રી લોકમાં પહેલેથી જ ચાલતા આવેલા સંપ્રદાયો પરથી, એવી સાબિતી મળે છે કે ઇસ્રાએલીઓએ પગે ચાલીને સમુદ્ર ઓળંગ્યો એ વાત ખરી છે. પરંતુ એક વાત ખાસ યાદ રાખવી જોઈએ, કે બાઇબલમાં જે પદ્યસાહિત્ય છે તેને આપણે ગદ્યના રૂપમાં સમજવું નહિ. જે જગાએ થઇને ઇસ્રાએલીઓ સમુદ્રપાર ઉતર્યો અને તે વખતે જે જે સાધનો વાપરવામાં આવ્યાં હતાં, તેનો વિચાર કરવામાં બાઈબલ આપણને સહાયભૂત નીવડે છે. જે જગાએથી તેઓએ સમુદ્ર ઓળંગ્યો તે જગાએ પુષ્કળ બરૂ અને સરકટ ઊગેલાં હતાં, અને એ જગા તો સુએઝની નહેરથી ઘણે દૂર ઉત્તરમાં આવેલી હતી. બીજું એ ધ્યાનમાં રાખવું જોઇએ, કે દેશની અંદર આવેલાં સરોવરોને માટે પણ "સમુદ્ર" શબ્દ હેબ્રી ભાષામાં વાપરવામાં આવતો હતો (સરખાવો "ગાલીલનો સમુદ્ર"). એવાં બે સરોવર આજ સુધી એ રસ્તે આવેલાં છે. ત્યાં કોઇક ઠેકાણે ઓળંગીને જવાય એવી જગાએ થઇને તેઓ પાર ગયા હશે. સખત પવન વાયો હતો તેથી પાણી પાછું હઠયું હતું. હાલ પણ એવા બનાવો બને છે. ઈ. સ. ૧૭૩૮માં રૂશ દેશનું લશ્કર ક્રીમીઆમાં દાખલ થયું તે પણ એવી જ રીતે. આઝોવ સમુદ્રનો પુટ્રિડ નામે ઓળખાતો ભાગ પણ એવી જ રીતે એક વખત પવનના જોરથી કોરો થઇ ગયો હતો, અને તે પર ચાલીને રૂશિયાનું લશ્કર ક્રીમીઆમાં દાખલ થયું હતું, ને તેને જીતી લીધો હતો. એક બીજો પણ એવો જ બનાવ છે. ઈસ્રાએલીઓ જે માર્ગે ગયા હતા તે માર્ગે મેન્ઝાલે કરીને એક સરોવર આવે છે. તેનું છાછરૂં પાણી એક વખત પવનના સપાટાથી સાત માઇલ પાછું હઠયું હતું, અને સરોવરનું તળીઉં તદ્દન કોરૂં થઇ ગયું હતું. આવી રીતે ઈસ્રાએલીઓ સમુદ્ર ઓળંગીને અરણ્યની કોરી ભૂમિ પર આવી પહોંચ્યા. મિસરીઓના લશ્કરે હવે ઈસ્રાએલીઓની પૂઠ પકડી, અને તેઓએ પણ એજ રસ્તો લીધો, પરંતુ એટલામાં પવન પડયો, ભરતી ચડવા લાગી ("સમુદ્ર પોતાની અસલ સ્થિતિમાં પાછો આવ્યો"—

૧૪ ; ૨૭ ), તેથી ઓળંગવાની જગાએ પાછું પાણી ફરી વળ્યું, એટલે મિસરીઓ પાણીમાં ગરકાવ થઈ ગયા. જે સમુદ્રે ઇસ્રાએલીઓને માર્ગ આપ્યો, તેજ સમુદ્રે મિસરીઓને પાણીમાં ડુબાડી દીધા. ફ્રાન્સના બાદશાહ નેપોલિયને એક વખતે આજ સ્થળેથી ઈસ્રાએલીઓની માફક જવાનું સાહસ કર્યું હતું. તેની સાથે મોટું અશ્વદળ પણ હતું, તેઓનું એ સાહસ ઈસ્રાએલીઓના કરતાં મિસરીઓના સાહસને વધારે મળતું આવ્યું હતું, કારણકે તેઓ પાર ગયા તો ખરા, પરંતુ મહા મુસીબતે મરતાં મરતાં બચી ગયા.

આવી રીતે ઇસ્રાએલીઓ એક ખંડમાંથી નીકળી બીજા ખંડમાં પેઠા, તેઓ આફ્રિકમાંથી એશિયામાં ગયા. જે રાતે ઈસ્રાએલીઓને લઇને મુસા ગોશેન પ્રાંતમાંથી નીકળ્યો તે રાતથી ખરૂં જોતાં (ઈસ્રાએલના) ઇતિહાસની શરૂઆત થઇ. તેજ વખતથી પ્રભુની મંડળીના ઇતિહાસની પણ શરૂઆત થઇ, કેમકે જેમ પ્રેરિત પાઊલ ઇજીઅન સમુદ્ર ઓળંગીને "ખ્રિસ્તની અશોધ્ય સંપત"ને એશિયામાંથી યૂરોપમાં લઇ ગયો હતો, તેમ ઇસ્રાએલીઓ પણ પોતાનો ધર્મ આફ્રિકામાંથી એશિયામાં લઈ ગયા હતા.

**નિર્ગમન કઇ સાલમાં થયું તે**—ઇસ્રાએલીઓ આશરે ઈ. સ. પૂ. ૧૨૩૦માં મિસરમાંથી નીકળ્યા એવું ઘણા લોકો માને છે. ઘણા વિદ્વાનોનું માનવું એવું છે, કે આ બીના મેરેંપ્ટાહ રાજાના વખતમાં બની. જો એમ હોય તો ઉપરોક્ત સાલ લગભગ બરાબર છે. આ બીનાનો જે પદ્ય હેવાલ છે તેમાં એમ બતાવવામાં આવેલું છે, કે જેમ મિસરી સૈન્ય સમુદ્રમાં ડૂબી મૂઉં, તેમ ફારૂન પણ સૈન્યની સાથે ડૂબી મૂઓ ; પરંતુ ગદ્ય હેવાલ પ્રમાણે હકીકત જુદી છે (નિર્ગ. ૧૪ ; ૨૩–૨૫ ). મિસરના ઈતિહાસ પરથી પણ માલૂમ પડે છે, કે જો કે આખું સૈન્ય તો નાશ પામ્યું ખરૂં, પરંતુ મેરેંપ્ટાહ ફારૂન જીવતો રહી ગયો, અને "નિર્ગમન"ના પુસ્તકની વાત એ ઇતિહાસને મળતી છે : "મિસરીઓ તેમની પૂઠે લાગ્યા, ફારૂનના સર્વ ઘોડા, તેના રથો...તેમની પાછળ...ગયા...અને પાણી પાછાં વળીને...ફારૂનના સઘળા સૈન્ય ઉપર ફરી વળ્યાં" (૧૪; ૨૩, ૨૮ ). પદ્યમાં આપેલી

હકીકત પ્રમાણે તો મેરેંપ્ટાહ પણ ડૂબી ગયો (ગી. શા. ૭૮ ; ૫૩ : ૧૦૬ ; ૧૧), પરંતુ ખરૂં જોતાં તો મેરેંપ્ટાહ ઘણી વૃદ્ધ વયે ઈ. સ. પૂ. ૧૨૧૪માં મરણ પામ્યો. તેનું શબ તેની પોતાની કબરમાંથી નહિ, પણ બીજી કબરમાંથી મળી આવ્યું છે. હાલમાં કેરો શહેરના સંગ્રહસ્થાનમાં એ શબ તથા તેની સાથે તેના પિતા તથા દાદાનાં શબ પણ રાખી મૂકવામાં આવેલાં છે. મેરેંપ્ટાહના દેખાવ પરથી તે મગરૂર અને હઠીલો દેખાય છે, તેનું નાક પોપટની ચાંચ જેવું વળેલું અને તેનું મુખ વ્યવસાયી દેખાય છે.

**તે પ્રસંગે ગાવામાં આવેલું ગીત**—મિસરીઓના હાથમાંથી ઇસ્રાએલીઓનો જે મોટો બચાવ થયો તેના હર્ષમાં મુસાએ તથા ઇસ્રાએલપુત્રોએ એક ગીત ગાયું. આ ગીત ઇતિહાસમાં પહેલામાં પહેલું ઉપકારસ્તુતિનું ગીત છે, અને બાઇબલમાં જે જે જયગાનો આવે છે, તેમાંનું આ એક સરસ ગીત છે :

"યાહ મારૂં સામર્થ્ય તથા ગીત છે,<br>ને તે મારૂં તારણ થયો છે" (૧૫ ; ૨).

સ્ત્રીઓ પણ આ ગીત ગાવામાં સામેલ થઈ, મરિયમ પ્રબોધિકા ગવડાવતી હતી અને સ્ત્રીઓ ગાતી, કે

"યહોવાહની આગળ ગાયન કરો, કેમકે તેણે મહિમાવાન ફતેહ મેળવી છે;<br>તેણે ઘોડા તથા તેના સવારોને સમુદ્રમાં ફેંકી દીધા છે" (૧૫ ; ૨૧).

આ ગીતમાં કેટલાક એવા શબ્દો અને એવાં વાક્યો આવે છે કે જે પરથી એ ગીત પાછળથી બનાવવામાં આવ્યું હશે, અથવા પાછળથી એમાં કંઈ સુધારોવધારો કરવામાં આવ્યો હશે એવું માલૂમ પડે છે. પરંતુ એવા થોડાએક શબ્દો અને ટૂંક વાક્યો સિવાય બાકીનું આખું ગીત એવું છે કે જે વાંચતાં એ બધું નજરે જોનારે જ એ કાવ્ય રચ્યું હશે એમ લાગે.

આ ગીત પરથી ડૉ. મકલેરન કરીને એક જણ એવો પ્રશ્ન પૂછે છે, કે શત્રુની પડતી જોઇને આનંદ કરવો એ શું યોગ્ય છે? હાલના સમયમાં

આ પ્રશ્ન ઘણો મુદ્દાનો છે. દુષ્ટતા અને જોરજુલમનો નાશ થાય, અને જ્યારે એવું આચરણ કરનારાઓ પૃથ્વી પરથી નિર્મૂળ થઈ જાય, ત્યારે આનંદ કરવાનો શું ખ્રિસ્તી ધર્મ પ્રતિબંધ કરે છે? સવાલ ઊભો કરનાર પોતે જ તેનો જવાબ આ પ્રમાણે આપે છે, કે "દુષ્ટોનો નાશ થાય છે ત્યારે હર્ષના નાદ સંભળાય છે" (ની. વ. ૧૧; ૧૦).

આપણે ફતેહ પામીએ તો આનંદ કરીએ ખરા, પરંતુ આપણાં આનંદનાં ગીતો તે સામાના ધિક્કારનાં ગીતો હોવાં ન જોઈએ. આ વિષે યહુદી રાબ્બીઓમાં એક બહુ સરસ દંતકથા ચાલે છે, તે પરથી હેબ્રી ધર્મમાં કેટલી દયાશીલતા હતી તે પ્રદર્શિત થાય છે. દંતકથા આ પ્રમાણે છે: મિસરીઓ સમુદ્રમાં ડૂબી ગયા, તે જોઈને પ્રભુના દૂતો હર્ષગાન કરવા જતા હતા, એવામાં પ્રભુએ તેમને અટકાવ્યા અને કહ્યું, "મારાં બનાવેલાં માણસો દરિયામાં ડૂબી ગયાં છે, અને શું તમારે મારી આગળ ગાનતાન કરવું છે?" આ દંતકથાનું તાત્પર્ય શાસ્ત્રવચનાનુસાર છે: "તારો શત્રુ પડી જાય ત્યારે તું હર્ષ ન કર, અને તે પાયમાલ થાય ત્યારે તારા હૃદયમાં તું મગ્ન થતો નહિ" (ની. વ. ૨૪; ૧૭). શત્રુની પડતી જોઈને હર્ષપોકાર કરવો, તેના કરતાં આ યહુદી દંતકથા પ્રમાણે વર્તવું એ ખરેખર વધારે પસંદ કરવા અને ઇચ્છવા જોગ છે. યુદ્ધમાં જય મળે ત્યારે આપણે પ્રભુની ઉપકારસ્તુતિ કરવી જોઈએ, અને એમ કરવું એ તો યોગ્ય છે, પરંતુ આપણે હલકાં પ્રાણીઓની પેઠે દયાભાવ અને ઉદારભાવ બતાવવો ભૂલવો ન જોઈએ.

"પ્રકટીકરણ"ના પુસ્તકમાં એવું બતાવેલું છે કે મુસાએ પૃથ્વી પર જે ગીત ગાયું હતું, તેજ ગીત આકાશમાં ગાવામાં આવે છે (પ્રકટી. ૧૫; ૩). પ્રભુના ભકતો નવા જીવનના કિનારા પર ("ચળકતા સમુદ્ર પાસે ઊભા રહીને"—પ્રકટી. ૧૫; ૨) "મુસાનું કીર્તન તથા હલવાનનું કીર્તન" ગાતા હતા. આવી રીતે ગીતકર્તા જે કહે છે તે પૂરૂં થયું, કે

"ન્યાયીપણાએ તથા શાંતિએ એક બીજાને ચુંબન કર્યું છે" (ગી. શા. ૮૫; ૧૦).

## પ્રકરણ ૧૧મું

# અરણ્ય; અને ઈસ્રાએલીઓને થએલી પ્રથમ કસોટીઓ

(નિર્ગ. ૧૬; ૧-૨૧, ૩૧-૩૫.)

**"નિર્ગમન"ના પુસ્તકમાં આવતું અરણ્ય**—એક વૃદ્ધ બાઈ યરૂશાલેમ, બેથલેહેમ, વગેરે પવિત્ર સ્થળોએ મુસાફરી કરી આવી. ત્યાર બાદ તેના એક મિત્રે તેને તે મુસાફરી વિષે કંઈ પૂછ્યું. તેના જવાબમાં તે બાઈએ કહ્યું, કે "એ બધાં સ્થળો બાઈબલમાં છે એવું તો હું જાણતી હતી, પરંતુ તે સ્થળો પૃથ્વી પર પણ હશે એવો તો મને કદી વિચાર સરખો પણ આવેલો નહિ." "નિર્ગમન"ના પુસ્તકમાં જે અરણ્યની વાત આવે છે તે કંઇ એવું સ્થળ નહોતું કે જેને તે વખતની દુનિયા સાથે કંઈ સંબંધ ન હોય, તેમ તે તે વખતના સુધારાથી પણ તદ્દન અલાહિદું હોય. ત્યાં આગળ તો મિસરી લોકોની તાંબાની અને વૈદુર્ય નામના પાષાણની ખાણો હતી. મુસાના વખત પૂર્વે ઘણા જમાનાઓથી આ ખાણોનું કામ મિસરીઓ ત્યાં ચલાવી રહેલા હતા. પરંતુ આ જોઈને કેટલાકને એ મુશ્કેલી લાગે છે, કે જો એમ હોય તો ઈસ્રાએલીઓ પાછા મિસરીઓના હાથમાં આવી પડે. એવું થાય ખરૂં, પરંતુ ધ્યાનમાં રાખવું જોઈએ, કે એ કામ કંઈ બારે માસ ચાલ્યા કરતું નહોતું. અમુક અમુક વખતે જ એ કામ ચાલતું. વળી સિનાયના વાયવ્ય કોણમાં જે ખાણો હતી તે ઈસ્રાએલીઓના માર્ગથી ઘણે દૂર રહી જતી હતી. વળી ક્યારે, ક્યાં ન જવું એ મુસા સારીપેઠે જાણતો જ હશે. કારણ કે મુસાના જન્મ પહેલાં તો ઘણા કાળથી એ કામ ચાલતું, અને મુસાએ ૪૦ વરસ તો મિસરમાં ગાળ્યાં હતાં; એ દરમિયાન એ બધી વાતથી તે સંપૂર્ણ વાકેફ થયો હશે. વળી કેટલાક વિદ્વાનોનું ધારવું એવું છે, કે રાજા રામસેસ બીજાના વખતમાં મિસરીઓ સિનાય દ્વીપકલ્પમાંથી કેટલેક અંશે પાછા મિસર આવતા રહ્યા હતા. જે જે મુસાફરોએ આ અરણ્ય જોયું છે તેઓ, ઈસ્રાએલીઓ ક્યાં ક્યાં આથડયા તેનો સ્પષ્ટ ચિતાર આપે છે,

અને એ ઉપરથી એ વાત ખરેખરી ઐતિહાસિક અને બનવા જેવી છે, એવો વિશ્વાસ પડે છે. એ સાથે તેઓએ આપણા કેટલાક બાળ-વિચારો પણ સુધાર્યા છે. એક તો એ કે અરણ્ય કંઇ નરી રેતીનું મેદાન નથી, કે જ્યાં રેતી સિવાય બીજું કંઇ જ ન હોય. પરંતુ એ તો કાંકરા-મરડીઆવાળી જગા છે, જેમાં અહીંતહીં ઠેકાણે ઠેકાણે પાણીનાં ઝરણાં-વાળી ખીણો પણ છે, કોઇ કોઇ ઠેકાણે સૂકાં નાળાં પણ આવેલાં છે, અને વરસાદ આવે છે ત્યારે એ નાળાં છલોછલ ભરાઇને ઊભરાઇ જાય છે. વરસાદનાં ઝાપટાં તો એવાં આવે છે કે એ પ્રદેશમાં તે બધે જણાએલાં છે, એટલું જ નહિ પણ જૂના કરારના પદ્ય સાહિત્યમાં પણ તે પ્રસિદ્ધ છે:

"હે ઇશ્વર, તેં પુષ્કળ વરસાદ મોકલ્યો,
તારૂં વતન બેહોશ થયું હતું, ત્યારે તેં તેને તાજું કર્યું"
(ગી. શા. ૬૮; ૯).

**ઈસ્રાએલીઓની અથડામણ**—એવા પ્રદેશમાં થઈને ઇસ્રા-એલીઓએ પોતાનાં સ્ત્રીઓ, છોકરાં તથા ઢોરઢાંક લઇને અને આમતેમ રખડતા માણસો જેમ ગાડામાં પોતાનો સામાન લઇ ફરતા ફરે છે, તેમ ગાડાંઓમાં પોતાનો સામાન ભરીને મુસાફરી કરી. ઇસ્રાએલીઓએ જે અહીંથી તહીં મુસાફરી કરી તે વિષે આપણે એવું કહીએ છીએ કે જાણે તેઓ ભૂલા પડયા હોય, પરંતુ તેઓ કંઈ ભૂલા પડ્યા નહોતા; પણ તેઓ ઠેકાણે ઠેકાણે મુકામ નાખતા નાખતા ધારેલી જગાએ જતા. અરણ્યમાં આથડતા બીજા લોકો પણ એમજ કરતા. જ્યાં પાણી કે ચારો મળે તેવી જગાએ તેઓ મુકામ નાખતા નાખતા આગળ ચાલતા. અરણ્યમાં તેઓ વાસો કરતા. જેમ કોઈ સરધસ સીધે રસ્તે ચાલ્યું જતું હોય તેવી રીતે તેઓ અરણ્યમાં થઇને પસાર થઇ ગયા એમ સમજવાનું નથી. આપણે જે બીજી એક ભૂલ કરીએ છીએ તે એ કે કનાન દેશ મિસરથી ઘણો વેગળો હશે એમ આપણે ધારીએ છીએ, પરંતુ એમ નથી. મિસરથી તેઓ ચકરાવો ખાઈ ને કનાન ગયા હોય, તોપણ એ ચકરાવાનો રસ્તો પણ ટૂંકો જ હતો. એ કંઈ બહુ લાંબી મુસાફરી નહોતી, તેમ છતાં તેઓને એટલાં બધાં વરસો લાગ્યાં તેનું કારણ એ કે તેઓએ બધો વખત ચાલ્યા જ કર્યું એમ નથી. તેઓએ બધું મળીને ચાળીસ વર્ષ

મુસાફરી કરી, તેમાંના ૧૧ માસ તો તેઓએ સિનાય આગળ ગાળ્યા; ૩૭ વરસ કાદેશ આગળ ગાળ્યાં. ત્યાં રહીને તેઓ પાસે પાસેના પ્રદેશોમાં જતાઆવતા હતા. આ પ્રમાણે ગણતાં તેઓ ખરૂં જોતાં બે જ વરસ ચાલ્યા છે.

અરણ્યમાં કયે રસ્તે થઈને તેઓ ગયા એ વિષે જુદા જુદા વિદ્વાનો જુદો જુદો મત ધરાવે છે. સિનાયની થડમાં થઈને તેઓ ગયા એવું તો ઘણાઓનું માનવું છે ખરૂં, પરંતુ સાધારણ માન્યતા પ્રમાણે તેઓ ખુદ સિનાય દ્વીપકલ્પમાં થઈને ગયા, કે પછી જેમ કેટલાંક શાસ્ત્રવચનો (પુન. ૩૩; ૨ : ન્યા. ૫; ૪, ૫) પરથી જણાય છે તેમ અદોમ અને કનાનની સરહદ પરના સેઈર પર્વત પાસે થઈને ગયા, એ વાત જરા શંકાશીલ છે. એ વાત શંકાશીલ હોય કે ન હોય, પણ એમાં કંઈ ધર્મવિષયક રહસ્ય સમાએલું નથી. ભૌગોલિક દૃષ્ટિએ જોતાં એ સવાલ વજનદાર ગણાય ખરો, પણ ધાર્મિક દૃષ્ટિએ જોતાં એ સવાલ તદ્દન નિર્માલ્ય છે. કાદેશ અથવા સેઈર પર્વતની પડોશમાં થઈને ઈસ્રાએલીઓએ રસ્તો લીધો હતો, એવું કેટલાક વિદ્વાનો માનવા લાગ્યા છે ખરા; તોપણ અત્યાર સુધી જે મત ચાલતો આવેલો છે તે ખોટો છે, એવું ઠરાવવા જેટલું પ્રમાણ હજી મળ્યું નથી.

**મુસાફરીમાં નડેલી મુશ્કેલીઓ**—ઈસ્રાએલીઓનો મિસરમાંથી પૂરેપૂરો બચાવ કરવામાં આવ્યો હતો. યહોવાહે તેમને કહ્યું હતું, કે "જે મિસરીઓને આજ તમે જુઓ છો, તેઓને તમે ફરી કદી દેખશો નહિ" (૧૪; ૧૩). હવે ઈસ્રાએલીઓને સ્વતંત્રતા મળી હતી, સ્વતંત્રતામાં જે આનંદ રહેલો છે તે પણ મળ્યો હતો. પરંતુ સ્વતંત્રતામાં માત્ર આનંદ એકલો નથી, તેમાં જોખમ અને દુ:ખ પણ રહેલાં છે. સિનાયના દ્વીપકલ્પનો અંદરનો ભાગ એક ઉચ્ચ પ્રદેશ છે, પરંતુ દ્વીપકલ્પના કિનારે કિનારે નીચા પ્રદેશનો સાંકડો ચિચરવટો છે, તે "સુફ સમુદ્રનો માર્ગ" એ નામે ઓળખાય છે. "મુસાના કૂવાઓ"થી આ રસ્તે રસ્તે ઈસ્રાએલીઓ ચાલ્યા, અને ત્રણ દિવસમાં ૪૫ માઇલનો રસ્તો કાપીને મારાહ નામના સ્થળે આવી પહોંચ્યા. પ્રોફેસર પામર કરીને એક માણસ એ અરણ્યમાં મુસાફરી કરતો હતો, ત્યારે તેને એ જગામાં કોઈક ઠેકાણે

કડવાં પાણીનું એક જળાશય મળી આવ્યું હતું. તે જળાશયની જગા તે મારાહ હશે એવું ઘણા લોકોનું કહેવું છે. અહીં આવ્યા એટલે ઈસ્રાએલીઓએ કચકચ કરવા માંડી, અને અસંતોષવૃત્તિ દેખાડવા માંડી, અને એવું તો તેઓની આખી મુસાફરી દરમિયાન તેઓએ કર્યું. "તેઓ મારાહમાં આવ્યા ત્યારે મારાહનાં પાણી પી ન શક્યા, કેમકે તે કડવાં હતાં" (૧૫ ; ૨૩). કડવું પાણી જોઈને તેઓએ મુસાની વિરૂદ્ધ કચકચ કરી. હવેથી જ્યારે કંઇક પણ વાંધો પડે ત્યારે બધું મુસાને જ વેઠી લેવું પડતું હતું. આ મુશ્કેલીમાંથી નીકળવાને પ્રભુએ મુસાને એક વૃક્ષ બતાવ્યું, તે લઈને તેણે પાણીમાં નાખ્યું, એટલે પાણી તો મીઠું, પીવા જેવું થઈ ગયું. ડી લેસેપ્સ કરીને કોઈ એક જણ કહે છે, કે હજી પણ કોઈક જાતનું ઝાડ એ અરણ્યમાં થાય છે, અને આરબ લોકો એજ કામમાં તેને વાપરે છે, એટલે તેનાથી કડવાં પાણી મીઠાં થાય છે. આ બીના પછી ઘણા વખતે એક યહુદી માણસ થઈ ગયો. તે લખે છે, કે "શું લાકડા વડે પાણીને મીઠું કરવામાં આવ્યું નહોતું?" (સિરાક ૩૮; ૫).

**મારાહ આગળ માંદગી**—લોકોનાં હૃદયોમાં કેટલો જલદી ફેરફાર થઈ ગયો! થોડા જ દિવસ ઉપર તો તેઓ ઉપકારસ્તોત્ર ગાતા હતા, તેના પડઘા તો હજી સંભળાય છે, એટલામાં તો કચકચ શરૂ થઈ. જિંદગીમાં માણસનું મન એક ને એક સ્થિતિમાં સ્થિર રહેતું નથી. કાર્ય પછી પ્રતિકાર્ય થયા કરે છે. આમ થવાનું કારણ કંઈક અંશે શારીરિક હતું: લોકો ઢીલા, અણઘડ અને મુશીબતો વેઠી ન શકે એવા હતા. આરંભશૂરા માણસો તો ઘણા હોય છે, પરંતુ આખર સુધી ટકી શકે એવા તો કોક જ હોય છે. આગળ ચાલવું અને નિર્ગત થવું નહિ (યશા. ૪૦ ; ૩૧) એ તો ખરા ધર્મની પરાકાષ્ટા છે, એટલે આનંદથી, થાક્યા વિના, આગળ ચાલ્યા કરવું: "તમારે ધીરજ રાખવાની જરૂર છે" (હેબ્રી. ૧૦; ૩૬). માણુસ કેવો છે તે જાણવાની ખરી કસોટી તેની સહનશીલતાથી જ થાય છે.

**મારાહ એ સ્થળ છે તેમજ સ્થિતિ પણ છે**—સિનાય દ્વીપકલ્પના નકશા પર મારાહ ક્યાં આવ્યું તે જાણવું મુશ્કેલ છે ખરું, પરંતુ જીવનના નકશા પર તે ક્યાં આવ્યું એ તો આપણે સો બરાબર

જાણીએ છીએ; તેમજ ત્યાં લાંબા વખતથી જે બડબડીઆ આવ્યા કરે છે તે કોણ છે તે પણ આપણે જાણીએ છીએ. તેઓ માણસની જિંદગીને મારાહનાં કડવાં પાણી જેવી કડવી બનાવી દે છે. પરંતુ બધા જ એવા બડબડીઆ ને કચકચીઆ નહોતા. એક જણ એવો હતો કે તેને મારાહમાંથી પણ મિષ્ટતા મળી, કારણકે અહીં ઈશ્વરનું એક સુંદર નામ તેના જાણવામાં આવ્યું, એટલે "યહોવાહ રોફેખ," તેનો અર્થ એ છે, કે "તને સાજો કરનાર હું યહોવાહ છું" (૧૫; ૨૬). એવું કહેવાય છે, કે કોઈ પણ જાતનો ઘા રૂઝાવવો હોય તો યહુદી રાબ્બીઓ મંત્ર તરીકે આ વાક્ય (૧૫; ૨૬)નો ઉપયોગ કરતા. તેઓની વહાડકાપવિદ્યા ભલે ગમે તેવી હોય, પરંતુ તેમનું પ્રાકૃતિક જ્ઞાન તો ખરેખર ખરૂંજ હતું. એ નામ હૃદયને માટે રામબાણ દવા છે, અને રોગી આત્માને માટે શક્તિવર્ધક છે.

મારાહથી આગળ ચાલીને તેઓ એલીમ આવ્યા. અહીં પાણીના બાર ઝરા હતા તથા સિત્તેર ખજૂરીઓ હતી. અને ત્યાં પાણી પાસે તેઓએ છાવણી કરી (૧૫; ૨૭). આરણ્યક ભૂમિમાં પણ એલીમ થાય છે. આ સ્થળ મારાહથી માત્ર સાત માઇલ દૂર આવેલું છે. તો માત્ર આટલું થોડુંક જ તેઓ આગળ ચાલ્યા હોત તો કડવાં પાણી આગળ તેમને મુકામ નાખવાની જરૂર પડત નહિ. ઉદાસી આત્માઓ કોઈ કોઈ વાર કહે છે, કે કડવું મીઠાની પાસે જ હોય છે; પરંતુ તેઓ એમ કેમ નથી કહેતા, કે મીઠું પાણી કડવાની પાસે જ હોય છે? અને એવું માત્ર ઈસ્રાએલીઓના અરણ્યમાં જ બને છે એમ નહિ, પરંતુ સંસારરૂપ અરણ્યમાં પણ એવું જ હોય છે. કોઈ કોઈ વાર આપણે જરા આગળ ચાલીએ છીએ કે તરત જ આપણે જ્યાં તાજગી આપનારાં સાધનો અને ઝરાઓ હોય છે એવી જગાએ આવીએ છીએ. જો મારાહ છે તો જરૂર એલીમ પણ છે જ.

**ઇન્દ્રિય અને આત્મા**—ઈસ્રાએલીઓ એલીમથી આગળ જવાને ઉપડયા, અને ટેકરાટેકરીઓવાળા વાંકાચૂંકા રસ્તે થઈ ને તેઓ સુફ સમુદ્ર પાસેના એક મોટા મેદાનમાં આવ્યા. આને "નિર્ગમન"માં સીનનું અરણ્ય કહેવામાં આવેલું છે (૧૬; ૧). અહીં આવતાં તેમનું સીધું-

સામાન, વગેરે ખૂટી પડયું. તેઓની પાસે ઘેટાંબકરાં, વગેરે ઢોર તો હતાં, પરંતુ એનો ઉપયોગ તો ઘણે ભાગે તેઓ પર્વ, ઉજાણી કે એવા કોઈ અવસરે જ કરતા. પાછી કચકચ થઈ. હલકા મનના લોકોનો મોજશોખ માત્ર સારૂં ખાવાપીવામાં જ સમાએલો હોય છે. એ પ્રમાણે આ લોકોને મિસરમાં તેમણે જે સારૂં સારૂં ખાધેલુંપીધેલું તે યાદ આવ્યું; અને એ પરથી તેઓ આ અરણ્યનો અને મિસરનો મુકાબલો કરવા લાગ્યા, કે ક્યાં મિસરનું સ્વાદિષ્ટ ભોજન અને ક્યાં અરણ્યનો ભૂખમરો: હેબ્રીઓ જ્યારે દાસત્વમાં હતા ત્યારે તેમને ખાવેપીવે સુખ હતું ખરૂં. કેટલાક તો એટલા હલકા વિચારના હતા કે દિવસે ખાવાનુંપીવાનું મળે અને રાતે નરમ તળાઈઓ મળે તો જાણે બધું જ આવી ગયું, અને તે શરીર તથા મનની સ્વતંત્રતા કરતાં પણ વધારે સારૂં અને ઇચ્છવાજોગ છે, એવું તેઓ સમજતા. તેઓ મુસા તથા હારૂનને કહે છે, કે "અમે માંસની હાંલ્લીઓ પાસે બેસતા હતા, ને ધરાતાં સુધી રોટલી ખાતા હતા" (૧૬ ; ૩): "જે માછલી અમે મિસરમાં મફત ખાતા હતા તે અમને યાદ આવે છે; વળી કાકડી તથા તડબૂચાં તથા ડુંગળી તથા પ્યાજ તથા લસણ પણ" (ગણના ૧૧ ; ૫). ઇન્દ્રિય તથા આત્માની વચ્ચે હવે લડાલડ ચાલી, તેમાં ઇન્દ્રિયને જરૂર ફાવતું આવ્યું. તેઓએ મુસાને ઘણાં કડવાં વેણ સંભળાવ્યાં, પરંતુ મુસાએ તેનો પ્રતિધ્વનિ કર્યો નહિ. તે તો લોકોની અરજ ઇશ્વર પાસે લઈ ગયો, જેણે એ અરજના ઉત્તરમાં તેમને દરરોજ રોટલી આપવાનુ વચન આપ્યું. યહોવાહે મુસાને કહ્યું, કે "જો, હું તમારે માટે આકાશમાંથી ખોરાકની વૃષ્ટિ કરીશ; અને લોકો દરરોજ બહાર નીકળીને તે દિવસનો હિસ્સો ભેગો કરે" (૧૬ ; ૪). આ રોટલીને "સ્વર્ગીય ભોજન" (ગી. શા. ૭૮ ; ૨૪), "દેવદૂતોની રોટલી" (૭૮ ; ૨૫), "આકાશમાંની રોટલી" (૧૦૫ ; ૪૦), અને "સમર્થોની રોટલી" (૭૮ ; ૨૫: જૂની આવૃત્તિ પ્રમાણે) એવાં એવાં નામો શાસ્ત્રમાં આપવામાં આવેલાં છે.

**માન્ના**—હિમકણ જેવી પાતળી, જમીન પર ઠરી ગએલા ઝાકળ જેવી નાની, અને મધ ચોપડેલી નાની પોળીના જેવી સ્વાદવાળી, એવી કંઈક આ ચીજ હતી; તેને હેબ્રી લોકો "માન્ના" કહેતા હતા. માન્ના

શબ્દ તો બે હેબ્રી શબ્દોનો બનેલો છે, તેનો અર્થ "એ શું છે?" એવો થાય છે. હવે આ માન્ના એકઠું કરવા વિષે હેબ્રી લોકોને કેટલીક સૂચનાઓ આપવામાં આવી હતી. એક તો એ કે દરેકે દરરોજ પોતાના કુટુંબને માટે જેટલું જોઇએ તેટલું જ એકઠું કરવું, અને દરેકે પોતાના આહાર પ્રમાણે એકઠું કરવું. જે સ્વાર્થી માણસ હોય તે વધારે એકઠું કરતો ખરો, પણ તેમાં તેને કંઈ ફાયદો નહોતો: "જેણે ઘણું ભેગું કર્યું હતું તેને વધી પડયું નહિ, ને જેણે થોડું ભેગું કર્યું હતું તેને ખૂટી પડયું નહિ" (૧૬ ; ૧૮). બીજી સૂચના એ હતી કે તે રાખી મૂકવાનું નહોતું, દરરોજ એકઠું કરવાનું હતું. એમ છતાં જો કોઇ રાખી મૂકતો તો તેમાં કીડા પડતા ને તે ગંધાઈ ઊઠતું (૧૬ ; ૨૦). આવા સખત શિસ્તથી હેબ્રી લોકોને સમાજભાવનું શિક્ષણ આપવામાં આવ્યું. અઠવાડિયાના છટ્ઠે દિવસે તેઓ રોજના કરતાં બમણું એકઠું કરતા, અને સાબ્બાથવારે તેઓ એ કામમાંથી ફારેગ રહેતા. વળી એ માન્ના-માંથી એક ઓમેરભર તેઓએ યહોવાહની આગળ રાખી મૂકયું, "એ માટે કે અરણ્યમાં મેં તમને જે અન્ન ખવડાવ્યું, તે તમારા વંશજો જુએ" (૧૬ ; ૩૨).

આજ પણ એ અરણ્યમાં માન્ના મળી આવે છે. તે એક જાતના ઝાડમાંથી ઝરતો મીઠો, ગુંદર જેવો રસ છે. પરંતુ તે એટલો થોડો મળે છે, કે ગમે તેટલા થોડા માણસોને પણ તે થોડો વખત પણ ખોરાક તરીકે તો ચાલે જ નહિ. માન્ના કુદરતી રીતે મળે છે ખરૂં, તોપણ શાસ્ત્રમાંનું માન્ના કુદરતથી પણ ચઢિયાતી રીતે મેળવવામાં આવ્યું છે; હવે એ કેવી રીતે બન્યું હશે તે આપણે જાણતાં નથી. કદાચ એમ હોય, કે જે કુદરતી રીતે મળી શકે એમ હતું તેને ઇશ્વરે દિવ્ય વિધાન વડે વધાર્યું, અને ત્યાર પછી ઈશ્વરની નિભાવી રાખનાર કૃપાના ઉદાહરણ અને ચિહ્ન દાખલ તેને મહિમાવંત કરવામાં આવ્યું.

**ઈસ્રાએલના ઇતિહાસનું ધાર્મિક મહત્ત્વ**—આપણે જ્યારે જ્યારે "પંચગ્રંથ"માં આ અને આના જેવી વાર્તાઓ વાંચીએ ત્યારે આપણે યાદ રાખવું જોઈએ, કે એ ગ્રંથના લેખકોની દૃષ્ટિએ ભૌતિક વિચારો જેટલા મહત્ત્વના હતા તેના કરતાં નૈતિક અને ધાર્મિક વિચારો વધારે

મહત્ત્વના હતા. પોતાના પૂર્વજોના અજાયબ જેવા ઈતિહાસ વિષે, ત્યારથી ઘણી પેઢીઓ પછી, જ્યારે એ પૂજ્ય ઇતિહાસકારો વિચાર કરવા બેઠા, ત્યારે તેમને તે વૃત્તાંતના પાને પાને અર્થસૂચક શબ્દો અને વાતો માલૂમ પડયાં—પથ્થરો, સ્તંભો, નદીનાળાં, વગેરે સર્વે તેમને બોધદાયક અને પુસ્તકસમાન લાગવા મંડયાં, અને દરેક બનાવ તેમજ તે વસ્તુ પરથી તેઓ ઇશ્વરને જોવા લાગ્યા. જે સત્યો વડે પ્રજાકીય જીવન વિશ્વાસુ અને બળવાન બને છે તે સત્યોથી આખો ઇતિહાસ તેમને ભરપૂર લાગ્યો. એવું પણ બનેલું છે કે સત્ય બીનાની સાથે દંતકથાઓ પણ મિશ્રિત થઈ ગએલી છે ખરી, પરંતુ એથી એ ભૂતકાળમાં થઈ ગએલી બીનાઓના ધાર્મિક મહત્ત્વમાં કંઈ ઊણપ આવી નથી, પરંતુ ઊલટું એથી તો એ વાતો વધારે સમજી શકાય એવી થઈ છે, અને એમનું ધર્મવિષયક મહત્ત્વ વધ્યું છે. ઇસ્રાએલીઓની આ મુસાફરીની વાર્તાને જો આપણે માત્ર એક ઐતિહાસિક બીના ગણીએ, તો તો એ મુસાફરી ઘણાં વર્ષોથી પૂરી થઈ ગઈ છે; પરંતુ જો ધાર્મિક દૃષ્ટિથી તેને નિહાળીએ તો તે હજી પણ જીવતા પાણીના ઝરારૂપ છે. આપણું સંસ્થાપન થાય અને આપણને જ્ઞાન પ્રાપ્ત થાય, માટે આપણે જૂના કરારનો કેવી રીતે ઉપયોગ કરવો, એ વિષે ડૉ. એ. બી. ડેવિડસન કહે છે, કે "ઇશ્વર સર્વ બીનાઓ પર સત્તા ચલાવે છે; જુદી જુદી બીનાઓનો યોજક તે છે; અને એમ છે માટેજ જૂના કરારમાં તે કહેવામાં આવેલી છે. બીનાઓ બની એટલા ખાતર જ તે નોંધવામાં આવી છે એમ નથી, પરંતુ એ બીનાઓમાં જે અર્થ રહેલો છે, તે અર્થની ખાતર તે નોંધવામાં આવી છે."

કઈ કઈ અસરો વડે પ્રજા દાસત્વમાંથી નીકળીને વ્યવસ્થિત સ્થિતિમાં જઈ શકે છે, કઈ કઈ ઇચ્છાઓ નાશ કરે છે અને કઈ કઈ ઇચ્છાઓ બચાવ કરે છે, તેમજ જગતની સેવાને અર્થે ઈશ્વરને જે જીવનોની જરૂર પડે છે તેઓનું તે કેવી રીતે પોષણ કરે છે અને તે કરવામાં તેનું પરાક્રમ કેટલું બેહદ છે—એ બધું ઈસ્રાએલીઓના અરણ્યપ્રવાસની વાત પરથી જણાય છે. એ કારણોમાંનાં કેટલાંએક આવાં છે: પાછળના જમાનાના ભક્તિશીલ ઈસ્રાએલીઓ મુસાના જમાનાને નિહાળતા હતા ત્યારે માન્નાની વાત પરથી તેઓ ચાર બાબતો શીખી શકતા: (૧) યહોવાહ પોષણ

કરશે એવો વિશ્વાસ રાખવો, (૨) પ્રભુનાં દાનો ઉપયોગને સારૂ છે, નહિ કે સંઘરી રાખવાને સારૂ, (૩) સાબ્બાથ દિનને સારૂ અગાઉથી તૈયારી કરી રાખવી જોઈએ અને (૪) ગતકાળમાં પ્રભુએ જે આશીર્વાદો આપણને આપ્યા હોય તેનું સ્મરણ તાજું રાખવું જોઈએ.

**લાવરીઓ**—પ્રભુએ ઈસ્રાએલીઓને માન્ના આપ્યું એટલું જ નહિ પણ તેણે તેઓને માંસ પણ ખાવાને આપ્યું. યહોવાહે ઈસ્રાએલપુત્રોને મુસાની હસ્તક એમ કહ્યું, કે "તમે સાંજે માંસ ખાશો ને સવારે તમે રોટલીથી તૃપ્ત થશો" (૧૬ ; ૧૨). લાવરીઓ તીતર પક્ષીની જાતની હતી. તે સંખ્યાબંધ, ટોળેટોળાં આવી. તે સમુદ્ર તરફથી પવનથી ઘસડાઈને આવતી હતી. "યહોવાહની પાસેથી પવન નીકળ્યો, ને તે લાવરીઓને સમુદ્ર તરફથી ઘસડી લાવ્યો" (ગણના ૧૧ ; ૩૧). દર વરસે સપ્ટેમ્બર માસમાં લાવરીઓનાં ટોળેટોળાં સમુદ્ર ઓળંગીને અરણ્યમાં આવતાં હતાં. તે ઘણે ભાગે રાતે આવતી, અને જમીન પર બધે પથરાઈ જતી. ખૂબ ઊડીને તથા પવનથી ઘસડાઈને થાકી ગએલી હોવાથી સહેલાઈથી પકડાઈ જતી હતી. હેરોડોટસ કહે છે, કે મિસરીઓ લાવરીઓને ખાતા, પણ તેઓ તો તેમને ખારવીને પછી રાંધ્યા વિના કાચી ને કાચી ખાતા હતા. ઈસ્રાએલીઓ પણ લાવરીઓને ખાતા, પરંતુ તેઓની ખાવાની રીત મિસરીઓના કરતાં જુદી હતી. ઈસ્રાએલીઓ તો તેને તડકે તપવતા : "તેઓએ પોતાને સારૂ છાવણીની આસપાસ સર્વ ઠેકાણે તે પાથરી દીધી" (ગણના ૧૧ ; ૩૨). તેઓએ મિસરમાંથી નીકળ્યા પછી અત્યાર સુધી માંસ ખાધું નહોતું, અને હવે લાવરીઓ આવી ત્યારે એટલું બધું ખાધું કે અતિતૃપ્તિને લીધે (કદાચ બરાબર સુકવાઈ નહિ હોય) છાવણીમાં પુષ્કળ માંદગી ચાલી, અને ઘણાં માણસોનાં મરણ નીપજ્યાં. ઈસ્રાએલીઓની આ મુસાફરી તે કંઈ આદર્શ મુસાફરી નથી, કારણ કે આમાં પણ મનુષ્યસ્વભાવ તો એવો ને એવો જ જોવામાં આવે છે, એટલે માણસ ખોરાકપાણીને સારૂ શું શું કરે છે, અને તેનું શું પરિણામ આવે છે, તથા તે મેળવતાં તેઓ શું શું કરે છે અને તેમને કેવું કેવું વીતે છે તે બધું આપણે આમાં જોઈ શકીએ છીએ.

આકાશમાંથી માન્ના પડયું અને સમુદ્ર તરફથી લાવરીઓ આવી, એ બન્ને બનાવ કુદરતી છે. આપણે જોઈ ગયા કે માન્ના એક જાતના ઝાડનો રસ છે, અને એવાં ઝાડ એ અરણ્યમાં થતાં હતાં. આપણે એ પણ જોયું, કે લાવરીઓ વરસોવરસ સપ્ટેમ્બર માસમાં સમુદ્ર તરફથી પવન વડે ઘસડાઈને અરણ્યમાં આવતી હતી. આ કુદરતી બીનાઓ જ છે. ત્યારે એમાં ચમત્કૃતિ કયાં રહેલી છે? એમાં જે ચમત્કૃતિ છે તે એ, કે પ્રભુ કુદરતનો ક્રમ પલટયા વિના પણ કુદરતની મારફતે પોતાનો મહિમા વધારે છે, એટલે આ બીનાઓની પ્રસંગયોગ્યતામાં ચમત્કાર રહેલો છે.

## પ્રકરણ ૧૨મું

# રફીદીમ—યુદ્ધ

(નિર્ગમન અધ્યાય ૧૭.)

**રફીદીમ**—ઇસ્રાએલીઓ સીનના અરણ્યમાંથી નીકળી રફીદીમ આવ્યા ત્યાં સુધીમાં કંઈ જાણવાજોગ બીના બનેલી નથી; અથવા બની હોય તોપણ તે નોંધવામાં આવેલી નથી. રફીદીમ તો સિનાય દ્વીપકલ્પમાં એક સુંદરમાં સુંદર ખીણ છે. તે નામનો અર્થ "વિસામાનાં ઠેકાણાં" કે "ઉતારાઓ" એવો થાય છે, કારણ કે ત્યાં સારી લીલાં ઝાડવાંવાળી જગા છે. સીનના અરણ્યમાંથી રફીદીમમાં જતાં પહેલાં એક મોટો ઘાટ વટાવવો પડે છે. એક મુસાફર ઈ. સ. ૧૯૦૯માં રફીદીમ જઈ આવેલો તે કહે છે, કે આ ખીણ તદ્દન સૂકી છે, તેમાં ઢોર કે માણસ કોઇને માટે મુદ્દલે પાણી નથી. ઇસ્રાએલીઓ અહીં આવ્યા ત્યારે તેમને પણ એજ અનુભવ થયો: "ત્યાં લોકોને પીવાને પાણી નહોતું" (૧૭; ૧). એ ખીણની ઉપલાણે એક ઝરો છે, તે કદી સુકાતોજ નથી. તે ત્યાં ત્યારે હતો અને આજે પણ છે, પરંતુ જે પહાડી રસ્તે થઈને ઇસ્રાએલીઓ ખીણમાં પેઠા તે તરફ પાણી બીલકુલ નહોતું. જોનાર કરીને એક જણ લખે છે, કે એ સાંકડી નાળમાં થઈને જતાં ડાબે પડખે શ્યામ શિખરો આવે છે, અને જમણે પડખે મોટા મોટા પીળાશ પડતા કરાડા આવે છે. પાણી નહિ મળવાથી લોકોએ મુસાની સાથે ભારે તકરાર કરી, કારણ કે તે તેમને એવી જગાએ લાવ્યો હતો. તેઓએ કહ્યું, કે "તું શા માટે અમને તથા અમારાં છોકરાંને તથા અમારાં ઢોરોને તરસે મારી નાખવાને મિસરમાંથી લાવ્યો છે?" (૧૭; ૩) મુસાના મનમાં ગભરાટ થયો કે રખેને આ લોકો હુલ્લડ કરે, કારણ કે જ્યારે માણસ ક્રોધાંધ બને છે ત્યારે તે શું નહિ કરે તે કહેવાય નહિ. તેથી તેણે કહ્યું, કે "એ લોકોને માટે હું શું કરૂં? તેઓ મને પથ્થરે મારવાની અણી પર છે" (૧૭; ૪). યહોવાહે તેને કહ્યું, કે તારી અદ્દભુતકૃત્ય

કરનારી લાકડી લઈને ખડક પર માર, "એટલે લોકોને પીવા માટે પાણી નીકળશે" (૧૭; ૬). લોકોને અરણ્યમાં જે પાણી મળ્યું તેની આગળ જતાં ઈસ્રાએલના કાવ્યકારોએ ઘણી પ્રશંસા કરી છે. યહુદી રાબ્બીઓએ એ વિષે ટીકા કરતાં એવું કહેલું છે, કે એ પાણી જે નીકળ્યું તેનો વહેળો આખા અરણ્યમાં લોકોનો સંઘાતી થયો, ખડક પણ તેઓની પાછળ પાછળ ચાલ્યો. પાઊલ પણ રાબ્બીઓની એ વાત વિષે ઈશારો કરતાં કરતાં કહે છે, કે "તે ખડક તો ખ્રિસ્ત હતો" (૧ કોરીંથી. ૧૦; ૪). આપણું પ્રખ્યાત ખ્રિસ્તી કાવ્ય—"જીવતી ખડક, ખરી આડ મારા ઉપર છાયા પાડ"—પણ આ પરથી રચવામાં આવ્યું છે. આ બીનાનું ખરૂં ધાર્મિક રહસ્ય એ છે, કે "પ્રભુનો હાથ એટલો ટૂંકો થઈ ગયો નથી કે તે બચાવી ન શકે" (યશાયાહ ૫૯; ૧). ખરા યાત્રિકને તો રૂદનની ખીણમાં પણ ઝરો જડે છે. બીજા એક પ્રસંગે પણ પ્રભુએ પોતાના લોકોને પાણી આપ્યું, પરંતુ તે વખતે આવી ચામત્કારિક રીતે નહિ પણ સામાન્ય સાધનદ્વારા આપ્યું; પરંતુ એથી કંઈ પ્રભુની કૃપા ઓછી જણાતી નથી. જુઓ ગણના ૨૧; ૧૬–૧૮: "યહોવાહે મુસાને કહ્યું, કે લોકોને એકઠા કરો ને હું તેઓને પાણી આપીશ" અને પછી એવું લખવામાં આવેલું છે, કે "અધિપતિઓએ કૂવો ખોદ્યો."

**રફીદીમમાં થએલું યુદ્ધ**—અરણ્યમાં જે બીજા લોકો રહેતા, તેઓ ત્યાંના વતની જ થઈ ગએલા હતા. તેઓ ઈસ્રાએલીઓને પોતાનાં (જેમ દરિયામાં ટાપુ હોય છે તેમ અરણ્યમાં પણ કોઈ કોઈ ઠેકાણે ફળદ્રુપ સ્થળો હોય છે) એવાં સ્થળોમાં આવવા દેતા નહિ. રફીદીમ આવું એક રણમાંનું ફળદ્રુપ સ્થળ હતું. તે સોથી સારૂં હતું. તેથી ત્યાંના રહીશોએ ઈસ્રાએલીઓને ત્યાં થઈને જવા દીધા નહિ, પણ તેઓની સામે યુદ્ધ કરવા નીકળ્યા: "તેવામાં અમાલેકે આવીને રફીદીમમાં ઈસ્રાએલની સાથે યુદ્ધ કર્યું" (૧૭; ૮). અમાલેકીઓ ભટકતા લોકો હતા. તેઓનો પ્રદેશ તો અરણ્યની ઉત્તરે કનાનની સરહદ પર આવેલો હતો. રફીદીમમાં જે અમાલેકીઓ હતા તે તો મૂળ અમાલેકીઓનો ફાંટો હોવો જોઈએ. તેઓ ધાડપાડુ જેવા હતા અને ઉનાળો ગાળવાને અહીં આવેલા હતા એમ લાગે છે. આ પરથી લાગે છે, કે આ આખી બીના એટલે રફીદીમના

યુદ્ધની બીના ખરી બનેલી વાત છે. "પુનર્નિયમ"ના પુસ્તક પરથી એમ લાગે છે, કે અમાલેકીઓ ઈસ્રાએલીઓને રસ્તે મળ્યા; તેઓને મળીને તેમના સૌથી પાછલા ભાગનાં માણસોને તેઓએ માર્યાં, અને જેઓ વિખુટાં પડી ગએલાં હતાં તેઓનો ઉચ્છેદ કર્યો: "તું બેહોશ તથા થાકેલો હતો ત્યારે તે માર્ગમાં તને મળ્યો ને તારા પાછળના માર્ગને, એટલે તારી પાછળ રહેલા જે અબળ તેઓ સર્વને તેણે માર્યા" (પુન. ૨૫; ૧૮). આ શબ્દો પરથી તે વખતની પરિસ્થિતિ આપણે સમજી શકીએ છીએ. ઈસ્રાએલીઓએ યુદ્ધ કરવાની પહેલ કરી નહોતી, પરંતુ જે લોકો તેમને જવા દેતા નહોતા અને રસ્તો રોકતા હતા તેઓની સામે માત્ર તેઓ પોતાનો બચાવ કરતા હતા.

આ વખતે અમાલેકીઓની સામે થવાને યહોશુઆ નામના એક માણસને સેનાપતિ નીમવામાં આવ્યો. એની ઓળખાણ અહીં પહેલ-વહેલી જ આપણી સાથે કરાવવામાં આવે છે. પૂર્ણ ભરોસાથી એને આવું જવાબદારીનું કામ સોંપવામાં આવે છે, એ પરથી એનો સ્વભાવ કેટલો ઉત્તમ હશે તે આપણે જોઈ શકીએ છીએ. મુસાએ યહોશુઆને કહ્યું, કે "આપણે માટે માણસો ચૂંટી કાઢ, ને જઈને અમાલેકની સાથે યુદ્ધ કર" (૧૭; ૯). પરંતુ કોઈ પણ યુદ્ધમાં જીત મેળવવી હોય તો તેને માટે માત્ર યુદ્ધશસ્ત્રો જ જરૂરનાં નથી; એ ઉપરાંત ખરો જુસ્સો, ખરી આસ્થા અને આશા વિશેષ જરૂરનાં છે. મુસા, હારૂન અને હૂર (કદાપિ મરિયમનો ધણી) પર્વતના શિખર પર ચઢયા; અને જ્યારે મુસા પ્રાર્થના કરતાં પોતાના હાથ ઊંચા ધરી રાખતો ત્યારે ઈસ્રાએલીઓ જય પામતા, અને જ્યારે તે નીચા કરતો ત્યારે અમાલેકીઓ જય પામતા. એ પરથી લાગે છે કે મુસાના મનમાં જય અને પરાજયની લાગણીઓનું પરસ્પર યુદ્ધ મચી રહ્યું હતું. તેના મનમાં વખતે એવું થઈ આવતું કે રખેને મારા લોકો હાર ખાઈ બેસે; વખતે પાછો તેના મનમાં વિશ્વાસ આવતો ત્યારે તે તેના ભયને વિદારતો. મુસાના મનમાં આવું યુદ્ધ ચાલી રહ્યું હતું એ દરમિયાન તળેટી આગળ ઈસ્રાએલીઓ વખતે આગળ ધસારો કરતા અથવા તો વખતે પાછા હઠતા.

પરંતુ જો હારૂને અને હૂરે મુસાના હાથોને ટેકો આપ્યો ન હોત અને તેને પ્રાર્થના કરવાને ઉત્તેજિત કર્યો ન હોત તો મુસા જરૂર નિર્ગત થઇ ગયો હોત. એ પ્રમાણે ટેકો મળવાથી જ મુસાના હાથ સ્થિર, દૃઢ અને વિશ્વાસુ રહ્યા. હૃદયોમાં બળ આવ્યું એટલે લડનારા હાથો પણ બળવાન થયા. સૂર્યાસ્ત થતાં તો ઇસ્રાએલીઓએ પૂરેપૂરી જીત મેળવી, અને પર્વત પરનાં માણસોની મદદથી કેવો જય મેળવવામાં આવ્યો, એ વાત ભવિષ્યની પેઢીઓને માટે પુસ્તકમાં લખી લેવામાં આવી. યહોવાહે મુસાને કહ્યું, કે "એ વાત યાદગીરીને સારૂ પુસ્તકમાં લખ" (૧૭; ૧૪). એ પુસ્તક તે કદાપિ યહોવાહની લડાઈઓનું પુસ્તક* હશે. આ પરથી આપણને ઈશારો મળે છે, કે હેબ્રીઓનું મિસર દેશમાંથી નિર્ગમન થયું ત્યાર પહેલાંથી લેખનકળા તેમને આવડતી હતી, અને તેમને લેખનકળા આવડે એમાં કંઈ નવાઈ પણ નથી, કારણકે મિસર અને બાબેલન જેવી સુધરેલી પ્રજાઓના સંસર્ગમાં તેઓ આવ્યા હતા. વળી મુસા પોતે મિસરની સર્વ વિદ્યા ભણેલો હતો. પુસ્તકમાં લખી લીધા પછી યાદગીરીને સારૂ એક વેદી બાંધવામાં આવી, અને તેના પર એવો લેખ લખવામાં આવ્યો, કે "યહોવાહ-નિસ્સી," જેનો અર્થ એ છે, કે "યહોવાહ મારી ધ્વજા" છે (૧૭; ૧૫). દરેક યુદ્ધ જે વાજબી છે તે આ ધ્વજા નીચે લડવામાં આવે છે, અને એ ધ્વજા નીચે જે યુદ્ધ લડવામાં આવે છે તે માત્ર પ્રજાકીય હેતુઓ કે હકોને સારૂ નહિ, પરંતુ વ્યક્તિગત હકો અને પ્રભુના પક્ષને સારૂ લડવામાં આવે છે. જ્યારે આવાં કારણોને સારૂ આપણે લડત ચલાવીએ છીએ ત્યારે જ તે યુદ્ધ વાજબી ગણાય. લડાઈ પૂરી થયા પછી તે દિવસની ખુશાલીમાં મુસાએ આ ગીત ગાયું, કે "યહોવાહે સોગન ખાધા છે," જેના ઉત્તરમાં ગીતકર્તા કહે છે, કે "આપણા દેવને નામે આપણી ધ્વજાઓ ચઢાવીશું" (ગી. શા. ૨૦; ૫). રફીદીમના યુદ્ધમાં જે જુદી જુદી વ્યક્તિઓએ પોતાની જુદી જુદી સેવાનો ફાળો આપ્યો તે પરથી આપણે તેમના વિષે કેટલીક વાતો શીખી શકીએ છીએ, અને તે નીચે પ્રમાણે છે:

---

* આ નામનું પુસ્તક પુરાતન વખતમાં હતું, પણ હાલ તે મોજુદ નથી.

૧. **સ્વદેશપ્રેમ**—યહોશુઆ અને તેની સરદારી નીચે જે લશ્કર હતું, તેમના પરથી શું શીખવાનું મળે છે તે જોઈએ. તે વખતનો જમાનો એવો હતો, કે કોઈનો જીવ સહીસલામત નહોતો; નહિ માણસોનો કે નહિ પ્રજાઓનો. જેની તરવાર ચાલે તે સહીસલામત, એવું હતું. સ્વતંત્ર જનોની છાતી એજ સ્વતંત્રતાનો ખરો કોટ છે, એવું કહેવાય છે તે ખોટું એવું જ નથી. હાલ પણ ક્યાં નથી! નબળાઓ પર નિર્દયતા ગુજારવામાં આવે છે ત્યારે બળિયાની તરવારને વચ્ચે પડવાની જરૂર પડે છે. સૈનિકો અને નાવિકો ભૂમિને સાચવે, તોજ તેઓના આશ્રય હેઠળ સંસ્કૃતિનાં ફળો આવે. હજી પણ અમાલેક અને ઈસ્રાએલ એકબીજા પર સર્વોપરિપણું સંપાદન કરવાને યુદ્ધમાં જોડાએલા છે, પરંતુ એ યુદ્ધમાં ઈસ્રાએલ (અથવા "ઈશ્વર મંડયો રહે છે") જીત પામશે, અને તેના આચ્છાદન નીચે શાંતિનાં હજાર વર્ષોના જમાનાની શરૂઆત થશે.

૨. **પ્રાર્થના**—મુસા પહાડ પર જ હોય એ જરૂરનું છે. સ્વદેશપ્રેમની સાથે પ્રાર્થના પણ અતિ જરૂરની છે. યુદ્ધ વખતે એક ઘવાયલા સૈનિકે એક પાદરી સાહેબને પૂછયું, કે "સાહેબ, જેઓ ઘેર રહેલાં છે તેઓ આપણે માટે અત્યારે પ્રાર્થના કરતાં હશે, એમ તમે ધારો છો શું?" જ્યારે સિપાઈઓ યુદ્ધમાં જાય ત્યારે જો ઘેર રહેનારાં પ્રાર્થના કરે તો તેથી સિપાઈઓ કેટલા ઉત્તેજિત થાય! એક યહુદી લેખક આ વિષે ટીકા કરતાં કહે છે, કે "મુસાના હાથોથી લડાઈ થઇ, કે લડાઈ અટકી?" પરંતુ એનો અર્થ એ છે, કે જ્યાં સુધી ઇસ્રાએલીઓ પ્રભુ તરફ જોતા રહ્યા, અને તેની આગળ પોતાનાં હૃદયોને દીન કરતા રહ્યા, ત્યાં સુધી તેઓ જીત્યા; અને જ્યારે તેઓ એમ કરવાનું પડતું મૂકતા ત્યારે તેઓ હારી જતા.

૩. **સેવા**—અહીં આગળ કેટલાએક મદદનીશ પણ આપણા જોવામાં આવે છે. હારૂન અને હૂર મુસાના હાથોને સ્થિર રાખતા હતા. હલકાં મનુષ્યો મોટાંઓને કેવાં દિલાસો આપી શકે છે, તેમને નિભાવી શકે છે, તે વાતનો આ દાખલો છે. મુસા જેવાને પણ હારૂન અને હૂરના ટેકાની જરૂર પડે. મુસા વખતોવખત નિરાશ થઈ જતો હતો, પરંતુ

તેના મિત્રોએ તેની આજુબાજુ વિંટળાઈ વળી જો તેને ઉત્તેજન ન આપ્યું હોત, અને તેને દૃઢ તથા વિશ્વાસુ રાખ્યો ન હોત તો જરૂર તે બેહોશ થઈ ગયો હોત. આવી સેવા કરવી તે ઉત્તેજન અને સહાય આપવાની સેવા છે. યોનાથાનની વાત યાદ કરો: તે "ઊઠીને હોરેશમાં દાઊદની પાસે ગયો, ને ઈશ્વરમાં તેના હાથ બળવાન કર્યા" (૧ શમૂ. ૨૩; ૧૬).

## પ્રકરણ ૧૩મું

# સિનાય પહાડ—નિયમસ્થાપન

(નિર્ગ. ૧૯; ૧-૬, ૧૬-૧૯: ૨૦; ૧-૧૭)

**સિનાય**—મિસરમાંથી નીકળ્યા પછી ત્રણ મહિને ઈસ્રાએલી લોકો સિનાયના અરણ્યમાં આવી પહોંચ્યા. આ સ્થળ આખા સિનાય દ્વીપ-કલ્પમાં સૌથી વધારે જળસિંચિત હતું. તેઓએ એક મેદાન પર પડાવ નાખ્યો. એ મેદાન હાલ એર-રાહાર નામે ઓળખાય છે. તેની લંબાઈ ૧½ માઇલ અને પહોળાઈ ½ માઇલ છે. તે યેબેલ-મુસા અથવા "મુસાના પહાડ"ની તળેટી આગળ આવેલું છે. બાઇબલમાં જે સિનાયની વાત આવે છે તે આજ હશે (સરખાવો પ્રકરણ ૧૧મું). તેઓ સમુદ્રની સપાટીથી ૫,૦૦૦ ફુટની ઊંચાઈ એ ચઢયા હતા, અને ત્યાં ચઢતાં તેમને ઘણી મુસીબત નડી હતી. ત્યાં જઈ આવેલા મુસાફરો કહે છે, કે એ પ્રદેશ અતિ એકાંત છે, ત્યાં આજુબાજુ અડદીયા પથ્થરો પડેલા છે, અને ત્યાંનું વાતાવરણ એવું છે, કે અવાજનો પડઘો થયા જ કરે. વળી પહાડમાંથી વિચિત્ર અવાજો નીકળતા સંભળાતા હતા. આવી બધી બાબતોને "નિર્ગમન"ના પુસ્તકમાંના સિનાય પહાડના સંબંધમાં કહેલી વાતો સાથે સરખાવીએ, તો તે બરાબર મળતી આવે છે.

સિનાય અથવા હોરેબ, એ ઘણા વખતથી અરણ્યમાં ભટકતા લોકોનું પવિત્ર સ્થળ ગણાતું હતું. મુસાને પણ અહીં જ ઈશ્વર તરફથી તેડું મળ્યું હતું, અને આજ ઠેકાણે તેને વચન પણ આપવામાં આવ્યું હતું, કે તું અને તારા લોકો "આ પર્વત પર" તમારા ઉદ્ધાર કરનાર દેવનું ભજન કરશો (૩; ૧૨). એલીયાહને પણ સિનાય પર્વત સાથે પરિચય થયો હતો (૧ રાજા. ૧૯; ૮), અને પાઊલ પણ અરબસ્તાન ગયો ત્યારે આજ પર્વત પાસે તે આવ્યો હતો (ગલ. ૧; ૧૭). વળી આ સ્થળ કુદરતનું પવિત્ર સ્થળ હોય એવું ભાસે છે, કારણ કે આજુબાજુ ડુંગરો આવેલા હોવાથી લોકો જાણે દુનિયાથી જુદા કરાએલા હોય અને

પ્રભુની પાસે જ આવી રહેલા હોય એવો અનુભવ તેઓને થતો હતો, અને આવી રીતે પ્રભુ જે એકલો છે તેની સાથે તેઓ એકલા હતા. હેબ્રી લોકોના પૂર્વજોને ઇશ્વિરે એ હેતુથી તેડયા હતા, કે તેઓની મારફતે નિયમો ને ધાર્મિક આદર્શો સ્થાપવામાં ને ઘડવામાં આવે, અને એ હેતુ અહીં પાર પાડવામાં આવ્યો. એ નિયમો અને આદર્શો એવા છે કે જે અદ્યાપિ આખી દુનિયાને માર્ગદર્શકરૂપ છે. આ કારણને લીધે સિનાય પર્વત યાને નિયમનો પહાડ તે માણસોની ભાષામાં સ્વર્ગીય પહાડ થઇ પડયો છે.

સિનાય પર્વત આગળ જે નિયમો અને ધારાઓ આપવામાં આવ્યા તે વિષેનું બ્યાન એટલું બધું ગુંચવણીઉં છે કે તેમાં ઝટ સમજ પડે નહિ, અને એનું કારણ એ છે કે J E D ("પુનર્નિયમ"નો લેખક), અને P વગેરે જુદા જુદા લેખકોનાં સાહિત્યો એમાં સેળભેળ થઈ ગએલાં છે.

નિયમ અને કરાર આપ્યા પહેલાં પ્રથમ તો મુસાને એ વાત પ્રગટ કરવામાં આવી કે પ્રભુની અને હેબ્રી લોકોની વચ્ચે એ નિયમો અને કરાર વડે ઘણો નિકટનો અને પવિત્ર સંબંધ બંધાવાનો છે. હવે એવો જે સંબંધ બંધાયો એ સંબંધને આગળ જતાં "ઇશ્વરશાસિત રાજ્ય" અથવા "માણસોની સાથે ઇશ્વરનો સીધો રાજકારભાર" એવું નામ આપવામાં આવ્યું. પરંતુ એવા કોઇ પણ નામ કરતાં બાઇબલમાં જે સાદી અને સુંદર ભાષામાં કહેવામાં આવેલું છે તે વધારે સારૂં છે—"મેં મિસરીઓને જે વિતાડયું, તથા કેવી રીતે હું તમને ગરૂડની પાંખો ઉપર ઊંચકીને મારી પાસે લાવ્યો તે તમે દીઠું છે. તો હવે જો તમે મારૂં કહેવું માનશો, ને મારો કરાર પાળશો, તો સર્વ લોકોમાંથી તમે મારૂં ખાસ ધન થશો; કેમકે આખી પૃથ્વી મારી છે. અને મારે સારૂ તમે યાજકોનું રાજ્ય તથા પવિત્ર દેશજાતિ થશો" (૧૯; ૪–૬). પ્રભુ જેનો ઉદ્ધાર કરે છે તેના પર તેનો અધિકાર છે, અથવા તે પ્રભુનો જ છે, અને પ્રભુ તેને ખાસ પોતાનો ગણીને અલાહિદો કરે છે, અને એમ કરીને તેને ખાસ લાભો આપે છે અને ખાસ કામ સોંપે છે. આનું જ નામ તે ઇશ્વિરે કરેલી ઇસ્રાએલની પસંદગી, અને એ તેમના દિવ્ય તેડા વિષે જુદા જુદા પ્રબોધકો વારંવાર તેમને યાદ દેવડાવતા હતા. તેઓ તો આખી

માણુસજાતના યાજકો જેવા, અને સેવાને સારૂ પવિત્ર કરાએલા હતા, કારણુ કે કોઈ પણ માણુસ જે યાજક હોય છે તે પોતાને અર્થે યાજક હોતો નથી, પરંતુ જેઓની તે સેવા કરે છે તેઓને અર્થે જ યાજક હોય છે.

**ઈશ્વરનું પ્રકટીકરણુ**—પ્રભુ તેઓની પાસે આવવાનો હતો, તેથી તેઓને એવું કહેવામાં આવ્યું હતું, કે તમારે તેને મળવાને તમારાં શરીર અને મન શુદ્ધ રાખવાં. ત્યાર પછી ત્રીજે દિવસે મેઘગર્જનાદ્વારા ઇશ્વરપ્રકાશન અથવા પરમેશ્વરનું ખુ: પ્રકટીકરણુ થયું, તેથી આખો પર્વત ધુમાડાના વાદળ તથા અગ્નિથી ઢંકાઈ ગયો; "અને જે ઘોર અંધકારમાં ઇશ્વિર હતો તેની પાસે મુસા ગયો" (૨૦; ૨૧). આ ખ્રિસ્તી યુગમાં આપણે ઇશ્વિરની સાથે આવી બાહ્ય બીનાદ્વારા સંગત ધરાવતા નથી (હેબ્રી. ૧૨ ; ૧૮). તથાપિ હાલની માફક તે વખતે પણુ "પ્રભુ ઘોર અંધકારમાં હતો"; માણુસ તેની પાસે જતો તોજ તે તેને મળતો, અને જ્યારે તેની હજૂરમાંથી લોકસમૂહમાં પાછો આવતો ત્યારે સદા રહે એવું કંઈક પોતાની સાથે લઈને તે આવતો. સદા ટકે એવું જે પ્રકટીકરણુ થયું તે તો દશ આજ્ઞાઓ હતી. જેને મૂળમાં દશ શબ્દો કહેવામાં આવેલા છે. ઇશ્વિર અને ઇસ્રાએલ વચ્ચે જે કરાર થવાનો હતો તે એજ છે.

આ દશ શબ્દો સંગેમરમર જેવા કોઈ પોચા પથ્થરની બે પાટીઓ પર લખવામાં આવ્યા હતા. એ પાટીઓનું માપ ૧૨½" × ૮" × ર½" હતું, અને ઇસ્રાએલીઓ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં દરેક ઠેકાણે એ પાટીઓ તેમને પુસ્તકની ગરજ સારતી હતી. એ દશ આજ્ઞાઓને હેબ્રી ભાષામાં દશ આજ્ઞા નહિ પરંતુ દશ શબ્દો કહેલા છે, તે પરથી લાગે છે, કે મૂળ ભાષામાં તે ટૂંકાં ટૂંકાં વાકયો જ હોવાં જોઈએ (જેમકે સાબ્બાથ દિનને યાદ રાખ, તું ખૂન ન કર, તું લોભ ન રાખ, વગેરે). ટૂંકાં હોવાનું કારણુ એ હોય, કે તે યાદ રાખવું સહેલું પડે; પરંતુ જેમ જેમ એમાં ખુલાસો ઉમેરાનો ગયો તેમ તેમ એ વાકયો લાંબાં થતાં ગયાં, અને હાલ એવા લાંબા સ્વરૂપમાં તે આપણી પાસે છે.

"નિર્ગમન"માં દશ શબ્દોનો જે નિયમ આપવામાં આવ્યો છે તે J E ને હાથે લખવામાં આવેલો છે, પરંતુ "પુનર્નિયમ"માં જ્યારે તેનું ગતાવલોકન કરવામાં આવે છે ત્યારે તેમાં ઘણો વિસ્તાર કરેલો

આપણે જોઈએ છીએ. યહુદી લોકો "નિર્ગમન"માં દશ આજ્ઞા જે રૂપે આપવામાં આવેલી છે તેનો ઘણું કરીને ઉપયોગ કરે છે, અને સભાસ્થાનોમાં બધાંના સાંભળતાં તેમાંથી જ વાંચી સંભળાવે છે.

**પ્રભુની સાક્ષી**—આ બધા શબ્દો માણસના મનને કંઈ તદ્દન નવા જ અને અપૂર્વ લાગતા નહોતા. પવિત્ર આત્માએ આદમના હૃદયપૃષ્ઠ પર પ્રભુનો નિયમ લખ્યો હતો. પ્રભુ છે, એવી સાર્વત્રિક સાક્ષી જે માણસના મનમાં છે તે આ નિયમને અંગે છે, એવું પ્રેરિત પાઊલ જણાવે છે (પ્રે. કૃ. ૧૪; ૧૭. રૂમી. ૨; ૧૫). પરંતુ જે ધર્મ અને નીતિ સાર્વત્રિક હોય, તેના આદેશ કેવા હોવા જોઈએ તે અહીં પહેલવહેલા ઘડવામાં આવ્યા છે, જાહેર કરવામાં આવ્યા છે, અને ઈશ્વરના નિયમ તરીકે ફરમાવવામાં આવેલા છે. માણસોએ પોતાના ઈશ્વર સાથેના અને પોતાના પડોશીઓ સાથેના સંબંધમાં એ નિયમોનું પાલન કરવાનું છે.

**ધર્મ અને નીતિ**—ખ્રિસ્તી ધર્મ પ્રમાણે ધર્મ અને નીતિ એકબીજાની સાથે એવી રીતે જોડાએલાં છે, કે તેમને છૂટાં પાડી શકાય નહિ; પરંતુ મુસાના જમાનામાં જે મૂર્તિપૂજક ધર્મ ચાલતો હતો, તે ધર્મના અનુયાયીઓની માન્યતા એવી નહોતી. તે વખતે તો અમુક ક્રિયાઓ કરી, અને યજ્ઞો કર્યા, એટલે ધર્મ પળાઇ ગયો, એવું જ લોકો સમજતા હતા. આટલું કર્યું, એટલે જાણે બધું જ થઈ ગયું, એવી જ સામાન્ય માન્યતા હતી, અને ધર્મ તો ઘણો જ ભ્રષ્ટ થઈ ગયો હતો. પરંતુ જે દશ શબ્દોની વાત ઉપર આવી ગઈ તેમાં તો, ધર્મપાલન અને નીતિપાલન તે જુદાં નથી પરંતુ એકજ છે, એવું બતાવવામાં આવ્યું છે. એમાં કર્મક્રિયા પર નહિ, પરંતુ આચરણ પર ભાર મૂકવામાં આવ્યો છે. પરાત્પર પ્રભુ જેથી પ્રસન્ન થાય છે તે એ છે, કે પારમાર્થિકતા, સન્માન અને આદરભાવથી આપણે બીજા માણસોના હક જાળવીએ; અને એમ કરવું એજ પ્રભુ પ્રત્યે આપણું કર્તવ્ય અને આપણા પડોશી પ્રત્યે આપણું કર્તવ્ય છે, અને એ બે કર્તવ્ય એવાં છે, કે એકને પડતું મૂકીએ તો બીજું બની શકે નહિ. સંત યોહાન કહે છે, કે "જે ઈશ્વર પર પ્રેમ રાખે છે, તેણે પોતાના ભાઈ ઉપર પણ પ્રેમ રાખવો જોઈએ, એવી આજ્ઞા તેના તરફથી આપણને મળી છે" (૧ યોહાન ૪; ૨૧).

દશેદશ આજ્ઞાઓ સર્વ માણસોને પાળવા માટે છે, સર્વ ઠેકાણે સર્વ લોકોને તે લાગુ પડે છે; પરંતુ દશમી આજ્ઞા, જેમાં એવું ફરમાવવામાં આવેલું છે, કે "તું લોભ ન રાખ" તે, જે જમાનાના લોકોને તે આપવામાં આવી હતી તેને માટે બહુ જ અજાયબ જેવી છે. વળી તે બીજી આજ્ઞાઓ કરતાં તદ્દન જુદી છે, કારણકે દશે આજ્ઞામાં, એ દશમી અતિ આંતરિક છે, અને એટલી કઠણ છે કે તેને પૂરેપૂરી રીતે પાળી શકાય નહિ. તે તો દુષ્ટતાના મૂળ અને આસ્પદ સુધી પહોંચી જાય છે, અને એ આજ્ઞાથી તો મૂળમાંથી જ પાપનો નિષેધ કરવાનો કહેલો છે. એ આજ્ઞા વિષે સંત પાઊલ કહે છે, કે "જો નિયમશાસ્ત્રે કહ્યું ન હોત કે લોભ ન રાખ," તો દુષ્ટ ઇચ્છાઓમાં પાપિષ્ઠતા રહેલી છે, એ મેં જાણ્યું ન હોત (રૂમી. ૭; ૭).

**મુસા મધ્યસ્થ તરીકે**—ઇશ્વરના પ્રકટીકરણની સાથે જે ઉન્નત અને ભય પમાડે એવાં દશ્યો થતાં હતાં તેથી ભય પામીને લોકો પવિત્ર પર્વત પાસેથી આઘા ખસી ગયા, અને તેઓએ મુસાને વિનંતી કરી, કે તું અમારો વચ્ચેવાળો થા, અને તારી મારફતે ઇશ્વરની વાણી અમારી પાસે આવે: "તું અમારી સાથે બોલ, ને અમે તે સાંભળીશું; પણ ઇશ્વર અમારી સાથે ન બોલે, રખેને અમે માર્યા જઈએ" (૨૦; ૧૯). આ માગણી પ્રભુએ માન્ય રાખી (પુન. ૫; ૭), અને લોકો તથા પ્રભુની વચ્ચેના કરારનો મધ્યસ્થ મુસાને ઠરાવવામાં આવ્યો. હવે પ્રભુ મુસાની મારફતે બોલતો, અને મુસા પ્રભુની વાતનું લોકોની બોલીમાં ભાષાંતર કરતો; જો એમ કરવામાં ન આવતું હોત તો પ્રભુના શબ્દો પ્રભુની ભાષામાંજ રહેત અને માણસો તે સમજી શકત નહિ. હવાં લોકોને એ દશ શબ્દો આપવામાં આવ્યા, તેની સાથે ધર્મ, નીતિ, સમાજ અને વિધિ-વિષયક નિયમોનો સંગ્રહ પણ આપવામાં આવ્યો (નિર્ગ. અ. ૨૦–૨૩). એ બધા નિયમોના સંગ્રહને "કરારનું પુસ્તક" કહેવામાં આવે છે, જેના વિષે વિદ્વાનોનું કહેવું એવું છે કે તે જુનામાં જુનો હયાત કાયદાગ્રંથ છે.

"નિર્ગમન"માંના "કરારના પુસ્તક"ને બીજા એક કાયદાસંગ્રહ સાથે સરખાવવામાં આવ્યું છે. આ બીજો કાયદાસંગ્રહ તે બાબેલન દેશના હમ્મુરબી રાજાનો કાયદાસંગ્રહ છે (ઇ. સ. પૂ. ૨૧૩૦–૨૦૮૮). પરંતુ

કરારનું પુસ્તક, જે પ્રકટીકરણના આત્મા વડે શુદ્ધ કરાએલું છે તે, આત્મિકતામાં અને નૈતિક અર્થમાં, પેલા કાયદાસંગ્રહને ક્યાંય કોરે મૂકે એવું છે. તે બેમાં થોડીઘણી સમાનતાઓ છે ખરી અને સમાનતાઓ હોય જ, કારણ કે એ બન્ને બે શેમવંશી પ્રજાઓના ધારાસંગ્રહો છે; અને એ બે પ્રજાઓ તો એકબીજીને બહુ મળતી આવે છે. પરંતુ મળતાપણાની સાથે તે બેમાં જે તફાવતો છે તે એટલા મોટા મોટા છે, કે કોઈ એમ કહી ન શકે, કે એક પુસ્તક તે બીજાનો ઉતારો છે. આડકતરી રીતે, "કરારના પુસ્તક"ને પેલા વધારે પ્રાચીન ધારાસંગ્રહ સાથે મળતાપણું છે ખરૂં, અને એનું કારણ એ છે, કે હેબ્રી લોકોના પૂર્વજો એ ધારાસંગ્રહ પ્રમાણે ચાલતા હતા; અને બીજું કારણ એ છે, કે "કરારના પુસ્તક"નો કર્તા જ્યારે એ પુસ્તક લખતો હશે ત્યારે બાબેલન દેશના ધારાસંગ્રહનું તેને જ્ઞાન હતું, તેથી એ જ્ઞાનનો ઉપયોગ તેણે એ પુસ્તકની રચનામાં કર્યો હશે.

"પંચગ્રંથ"માં બીજા પણ કાયદાઓ અને ધર્મવિધિઓ છે (પુનર્નિયમ, યાજકોને પાળવાના ધારાઓ, પવિત્રતાને લગતા નિયમો); અને પહેલાં એમ માનવામાં આવતું હતું, કે એ બધા કાયદાઓ પણ આપ્યા, કારણ કે મુસા સૌથી ચઢિયાતો નિયમસ્થાપક કહેવાય છે. પરંતુ જૂના કરારના આધુનિક અભ્યાસકો હાલમાં એવો મત માનવા લાગ્યા છે, કે (૧) આ કાયદાઓ, જે સ્વરૂપમાં તે હાલમાં છે, તે સ્વરૂપમાં મુસાના જમાનામાં હોય એવું લાગતું નથી, (૨) કેટલાક વિધિઓ એવા છે કે તે મુસાના કરતાં પણ પુરાતન કાળના લાગે છે ખરા, તોપણ હાલના સ્વરૂપમાં આવતાં તેને ઘણો વખત લાગ્યો હશે, અને (૩) અરણ્યવાસ દરમિયાન અને ત્યાર પછી પણ ઘણાં વરસો સુધી, તો દશ શબ્દો (આજ્ઞાઓ) અને "કરારનું પુસ્તક," એ બેને આધારે જ ઇસ્રાએલી લોકો વ્યવહારૂ જીવન ગાળતા હતા.

## પ્રકરણ ૧૪મું

# મૂર્તિ પ્રતિ આકર્ષણ—સોનાનું વાછરડું

(નિર્ગ. ૨૪; ૧-૧૧ : ૩૨; ૧-૬, ૧૫-૨૪)

**યહોવાહ અને લોકો વચ્ચે કરાર**—દશ આજ્ઞાઓ અને આ કરાર કે સાક્ષી એ બધું ઇસ્રાએલ પ્રજા અને યહોવાહની વચ્ચે સંધિ કે સંબંધરૂપ થયું. ઇસ્રાએલ લોકોએ જાહેર રીતે તેનો સ્વીકાર કર્યો. એ કરાર તેઓના સાંભળતાં વાંચી સંભળાવવામાં આવ્યો. પછી એક વેદી બાંધવામાં આવી, તેને બાર થાંભલા હતા ત્યાર બાદ યજ્ઞ કરવામાં આવ્યો, અને યજ્ઞનું અર્ધું લોહી વેદી પર અને અર્ધું લોકો પર છાંટવામાં આવ્યું, આવી રીતે ઇસ્રાએલી લોકો કરારકૃત પ્રજા બન્યા. બધા લોકે એક અવાજે ઉત્તર આપ્યો, "યહોવાહે જે કહ્યું છે, તે બધું અમે કરીશું ને પાળીશું" (૨૪; ૭).

**મુલાકાતમંડપ**—પ્રભુએ આપેલી સૂચના પ્રમાણે ("જે નમૂનો પહાડ પર તને દેખાડવામાં આવ્યો હતો, તે પ્રમાણે"—હેબ્રી. ૮; ૫) મુલાકાતમંડપ તૈયાર કરવામાં આવ્યો, અને છાવણીની હદ પર તેને ઠોકવામાં આવ્યો. જેમાં પ્રભુ પોતાના લોકોની સાથે રહી શકે એવા પવિત્રસ્થાન દાખલ તે હતો. ૩૫મા અધ્યાયમાં જે દાનાવલી આપવામાં આવી છે, તે પરથી લોકોએ પોતાની કમાણીમાંથી ઇશ્વિરમંદિરની બાહ્ય સેવાને માટે કેટલા આનંદથી તથા કેટલી ઉદારતાથી આપ્યું તે જણાય છે. વળી મંડપ તથા મંડપમાં જોઈતો સરસામાન, વગેરે બઝાલએલ તથા ઓહલીઆબ (નિર્ગ. ૩૮; ૨૨, ૨૩) નામના બે કાબેલ કારીગરોએ બનાવ્યો, અને એ ઉપરથી આત્માનાં દાનો કેટલા બધા પ્રકારનાં છે તે જણાઈ આવે છે. એવા કામને ભલે કોઈ મજૂરી કે મજૂરનો રોજ કહે, તોપણ પ્રભુની દૃષ્ટિમાં તો સર્વ પ્રકારની સેવા એક સરખી જ છે.

મુલાકાતમંડપમાં એક પવિત્ર કોષ મૂકવામાં આવ્યો હતો, અને તેની ઉપર દયાસન ગોઠવવામાં આવ્યું હતું, અને દયાસન પર બબ્બે

પાંખવાળા કરૂબો હતા, તે જોઈને બાબેલનનાં મંદિરો યાદ આવતાં હતાં. આ કોષને કરારકોષ કહેવામાં આવતો હતો. ઈસ્રાએલીઓના બંદીવાસ સુધીનો આખો ઇતિહાસ, તેઓની ચઢતી અને પડતીના પ્રસંગો, આ કોષની સાથે સંબંધ રાખતાં હતાં. આ કોષમાં મુસાએ નિયમની પાટીઓ રાખી મૂકી. એજ પ્રમાણે ગ્રીસ દેશના ઇતિહાસ પરથી માલૂમ પડે છે, કે સોલોનના કાયદા કાષ્ટપાટીઓ પર લખવામાં આવ્યા હતા અને સાર્વજનિક સભાગૃહમાં તે રાખવામાં આવ્યા હતા; વળી પથ્થરના સ્તંભો પર એજ નિયમો કોતરીને રાજાના દ્વારમંડપમાં તેને રાખી મૂકવામાં આવ્યા હતા. પરંતુ હેબ્રી લોકોની વાત જુદી છે. એ કોષ પર દયાસન ગોઠવવામાં આવ્યું હતું, તે પરથી પ્રબોધકનું વચન યાદ આવ્યા વિના રહે નહિ, કે "તે દયા કરવામાં આનંદ માને છે" (મીખાહ ૭; ૧૮).

**સંગતભોજન**—પહેલાંના વખતમાં અર્પણ ચઢાવી રહ્યા પછી ઘણે ભાગે ઉજાણી કરવામાં આવતી. એ ઉજાણીમાં, જે ઈશ્વરની સેવા કરવાનું ઉપાસકોએ વચન આપ્યું હોય, તેની સંગતમાં તેઓ આવતા, અને આત્માથી તથા સગપણથી તેના સાથે એક થઈ જતા. તે પ્રમાણે લોકો, તેઓના પ્રતિનિધિદ્વારા, હવે પ્રભુની સંગતમાં યજ્ઞભોજન કરવાને આવ્યા—"તેઓએ ઈશ્વરને જોયો, ને ખાધું તથા પીધું" (૨૪; ૧૧).

**સોનાનું વાછરડું**—મુસા સિનાય પહાડ પર એક જ વખત ગયો નહોતો, પણ તેને ઘણી વખત જવું પડયું હતું. એક વખતે તે પહાડ પર ગયો હતો તે દરમિયાન લોકો મૂર્તિપૂજા તરફ વળી ગયા અને તેમણે બંડ ઉઠાવ્યું. મનુષ્યસ્વભાવ એવો છે કે અદૃશ્ય ઈશ્વરનું આત્મિક રીતે ભજન કરવું, એ તેને બહુ જ અઘરૂં થઈ પડે.

જોકે વાગતું હતું જોરથી રણશિંગડું.
તોપણ ઇસ્રાએલે બનાવ્યું સોનાનું વાછરડું.

એ જમાનામાં મૂર્તિપૂજા તો ઠેરઠેર ચાલતી હતી; મિસરમાં, બાબેલનમાં, કનાનમાં અને જ્યાં જુઓ ત્યાં મૂર્તિપૂજા જ મૂર્તિપૂજા. શેમવંશીઓ પણ ધીરે ધીરે જ કેવળ એક ઈશ્વરને માનનારા થયા; અને

તે પણ તેમને ઈશ્વર તરફથી ખાસ પ્રકટીકરણ મળ્યું ત્યારે, અને મુસાના આત્મિક પ્રભાવથી ઇસ્રાએલીઓ જે અદૃશ્ય અને કેવળ એકલો જ છે, તેને માનનારા થયા. પરંતુ જ્યારે પર્વત પર મુસાને વાર લાગી, અને તેનું શું થયું હશે, એ વિષે લોકો ગમેતેમ વિચાર કરવા લાગ્યા, ત્યારે તેમને તેમની જૂની મૂર્તિપૂજા સાંભરી આવી. ઈશ્વર જે અદૃશ્ય છે તે તો તેમને અતિ દૂર અને અતડો લાગ્યો. માણસમાત્રની વાત આવી જ છે. સર્વ માણસો એવાં છે, આપણે પણ એવાં જ છીએ. ઈસ્રાએલી લોકોને પ્રભુની કંઇ દૃશ્યાકૃતિ જોઇતી હતી કે જે તેઓની આગળ ચાલે અને મુસા, જેના વિષે તેઓ એમ ધારતા હતા કે તે તો ગુમ થઇ ગયો, તેને બદલે આગેવાન થાય.

આવી મનની મુંઝામણમાં તેઓ હારૂન પાસે ગયા. કોણ જાણે હારૂન પણ એટલો નિર્બળ અને જેમનું સમજાવે તેવું સમજી જાય એવો માલૂમ પડયો, કે તે તેઓની સ્વછંદી અને નિરંકુશ પ્રકૃતિને ઝટ વશ થઈ ગયો. તેણે તેમનાં સોનાનાં ઘરેણાં મંગાવીને તેમને ગાળી દીધાં. એવી રીતે ગાળેલા સોનાને તેણે લાકડાના વાછરડા પર મઢયું, એટલે સોનાના વાછરડાની મૂર્તિ થઈ. તેની આગળ લોકોએ નમસ્કાર કરીને કહ્યું, કે "હે ઈસ્રાએલ, મિસર દેશમાંથી તને કાઢી લાવનાર દેવ તે આ છે" (૩૨ ; ૪). તેઓનો કહેવાનો અર્થ એ હતો, "આ દેવને બદલે છે." તેઓએ બીજા કશાનો નહિ, અને વાછરડાનો આકાર પસંદ કર્યો એનું કારણ એ હતું, કે કનાન દેશમાં દેવની પ્રતિમા તરીકે વાછરડાની આકૃતિ બહુ જ પ્રચલિત હતી. આ વાછરડાની મૂર્તિ આગળ હારૂને એક વેદી બાંધી. તેની આસપાસ એકઠા થઈને લોકોએ યહોવાહના નામમાં પર્વ પાળ્યું, અને "લોકો ખાવાપીવા બેઠા ને રમવા ઊઠયા" (૩૨ ; ૬), એટલે તેઓએ ગાનતાન અને નાચ કરીને પોતાને ખુશી કર્યા. જ્યાં અચેતન આકારોની ઉપાસના કરવામાં આવે, ત્યાં ઉચ્ચ આદર્શોનો નાશ જ છે. ગીતકર્તા ધિક્કાર અને ક્રોધસહિત ઈસ્રાએલીઓના આવા વર્તનને નિંદી કાઢતાં કહે છે, કે

"તેઓએ હોરેબ આગળ વાછરડો બનાવ્યો,
અને ઢાળેલી મૂર્તિની પૂજા કરી.

આ પ્રમાણે તેઓએ ઘાસ ખાનાર ગોધાની પ્રતિમા પસંદ
કરીને પોતાનો મહિમા બદલી નાખ્યો."
(ગી. શા. ૧૦૬; ૧૯, ૨૦).

**વાછરડાની પૂજાની ઉત્પત્તિ કેવી રીતે થઈ**—મિસરમાં પ્રાણીઓની પૂજા કરવામાં આવતી હતી, તેનું અનુકરણ ઈસ્રાએલીઓએ કર્યું હશે, એમ ધારવું તો મુશ્કેલ છે. કારણ કે મિસરીઓ તો જીવતાં પ્રાણીઓની પૂજા કરતા હતા, નહિ કે જીવતાં પ્રાણીઓની આકૃતિની. વળી ઈસ્રાએલીઓ મિસરમાંથી નીકળ્યા ત્યાર પછી મિસરનાં દેવદેવીઓ એટલાં બધાં કલંકિત થયાં હતાં, કે ઈસ્રાએલીઓ પોતાના કામી દેવની આકૃતિ પસંદ કરવાને મિસર સુધી દૃષ્ટિ દોડાવે એ તો દેખીતું જ અસંભવિત છે, કારણ કે ઈસ્રાએલીઓના દેવે તો મિસર ઉપર અને મિસરમાં મનાતા ધર્મ પર એટલો બધો વિજય મેળવ્યો હતો, કે જેથી તે દેશના દેવોનું માન છેક ઊતરી ગયું હતું. મૂર્તિપૂજારૂપ ખાડામાં જે હેબ્રીઓનું વતન થયું તે તો જે જાતિમાંથી તેઓ ઉદ્‌ભવ્યા હતા તેના પુરાતન મતોનું માત્ર પરાવર્તન હતું. મૂર્તિપૂજાનું મૂળ મિસરી લોકોમાં ન હતું પણ શેમવંશી લોકોમાં હતું. આ તો બધી આરણ્યક જાતિઓ હતી, પરંતુ તેઓના કરતાં સુધરેલા લોકોમાં પણ મૂર્તિપૂજાના વિચારો અને રીતરિવાજોનું મિલન થએલું જોવામાં આવે છે.

**સંગમાં ભંગ**—પર્વત પર મુસા પ્રભુની સાથે સંગત ધરાવી રહ્યો હતો, પરંતુ એટલામાં એમાં ભંગાણ પડયું. પ્રભુએ તેને ફરમાવ્યું, કે જા, નીચે ઊતર, નીચે તો મૂર્તિપૂજા અને તાનતોફાન ચાલે છે. આ વખતે યહોશુઆ પણ મુસાની સાથે હતો. યહોશુઆ યોદ્ધો હતો, તેથી તે તો કોઈ પણ અવાજ સાંભળે, તો તેને તો અવાજ લડાઇનો ભણકાર જ લાગતો. એ પ્રમાણે, નીચે ઊતરતાં છાવણીમાં જે અવાજ તેના સાંભળવામાં આવ્યો તે તેને યુદ્ધનો અવાજ લાગ્યો. પરંતુ એ અવાજ પરથી મુસાએ જે અનુમાન બાંધ્યું તે ખરું હતું. તેણે કહ્યું, કે "એ તો જીત્યાને લીધે હોકારા પાડનારાઓનો સાદ નથી, તેમ હાર્યાને લીધે પોકાર કરનારાઓનો સાદ પણ નથી, પણ ગાયન કરનારાઓનો સાદ હું સાંભળું છું" (૩૨; ૧૮). આ જોઈને મુસાને

રોમેરોમ ક્રોધ વ્યાપ્યો, અને ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે નિયમની પાટીઓ જે તેના હાથમાં હતી તે પછાડીને તેના ટુકડેટુકડા કરી નાખ્યા. જો માણસના વ્યવહારમાં અને કાર્યમાં નિયમોનો ભંગ કરવામાં આવે, તો તે પથ્થર પર લખવામાં શો સાર! હથોડાના ઘા જેમ એક પછી એક પડતા હોય તેમ ક્રોધના આવેશમાં એ મૂર્તિના ઉચ્છેદનું વર્ણન કરતાં સંયોજક શબ્દ "અને" ઉપરાછાપરી વાપરવામાં આવે છે, તે ધ્યાન ખેંચે એવું છે: "**અને** તેઓએ જે વાછરડું બનાવ્યું હતું તે તેણે લીધું, **અને** તેને અગ્નિથી બાળ્યું, **અને** તેનો ફૂટીને ભૂકો કર્યો, **અને** તેને પાણીમાં ભભરાવ્યો, **અને** ઈસ્રાએલ લોકોને તે પાણી પાયું" (૩૨; ૨૦). આ વાંચતાં ઈસુ ખ્રિસ્તે જ્યારે મંદિરને શુદ્ધ કર્યું, ત્યારે તેના વિષે જે કહેવામાં આવ્યું હતું તે આપણને યાદ આવ્યા વિના રહેતું નથી, કે "તારા ઘરની આસ્થા મને ખાઈ નાખે છે" (યોહાન ૨; ૧૭).

**હારૂનની નબળાઈ**—ત્યાર પછી મુસા હારૂન તરફ ફર્યો. તે તો લોકોના હાથમાં રમકડું થઈ પડયો હતો. મુસાએ તેને કહ્યું, કે "આ લોકોએ તને શું કર્યું કે તું તેઓના પર આવું મોટું પાપ લાવ્યો છે?" (૩૨; ૨૧) હારૂને બાનાં કાઢવા માંડયાં. જે લોકો દુષ્ટતાને રોકી શકે એટલા બળવાન હોતા નથી તેમજ જવાબદારી પોતાને માથે લે એટલા બહાદુર પણ હોતા નથી તેઓ હારૂનના જેવાં જ બાનાં કાઢે છે. તેણે કહ્યું, કે "તું લોકોને જાણે છે, કે તેઓનું વલણ તો ભૂંડાઈ તરફ છે" (૩૨; ૨૨). તેમને એજ જોઈતું હતું, અને તેમને જે કરવું હતું તે તેણે કરવા દીધું. પોતાના લાભની ખાતર અથવા તો નૈતિક બાયલાપણાને લીધે ભૂંડાઇની સામે ટક્કર લઈ ન શકવાથી દુર્ગુણોની સિદ્ધિ કરાવી આપે એવો માણસ હારૂન હતો. પરંતુ હારૂન લોકો પર ઢોળી પાડવાનું જ બાનું કાઢીને બેસી રહેતો નથી. એ તો એથી આગળ વધીને બીજું પણ બાનું કાઢે છે. તે કહે છે, કે એમાં મારોએ દોષ નથી, અને લોકોનોએ દોષ નથી; દોષ એ ચીજનો જ છે. સંજોગો જ એવા બન્યા કે અમારૂં કોઈનું કંઇ વળે નહિ: "તેઓએ મને સોનું આપ્યું, ને મેં તે અગ્નિમાં નાખ્યું, એટલે તેમાંથી આ વાછરડું નીકળી આવ્યું!" (૩૨; ૨૪). યાજકવાદી લેખકો હારૂન અને તેના

કુટુંબની પ્રશંસા કરે છે, પરંતુ પ્રબોધકવાદી લેખકો એથી ઊલટું જ કહે છે. એ વખતે તો કોઈ બળવાન પુરુષની જરૂર હતી, અને હારૂન તેવો નહોતો. દુનિયામાં આજે પણ ઘણા એવા લોકો છે, કે જેઓ ખરા કટોકટીના પ્રસંગોમાં અથવા તો ખરા નૈતિક અગત્યના પ્રસંગોમાં તદ્દન નિરુપયોગી થઇ પડે છે. હારૂનના વિષે જો કંઇ સારામાં સારૂં કહી શકાય તો તે એટલું જ છે, કે તેની જીભે જોર હતું. જે માણસ સારો વક્તા હોય છે તેને ઘણું કરીને લોકોનાં વખાણ સાંભળવાની "કાનમાં ખંજવાળ" આવે છે, અને તે લોકપ્રિયતા સંપાદન કરવાની ચાહના રાખે છે; એવો કદાપિ હારૂન હતો; અથવા તો લોકોના પોકારથી તે ગભરાયો અને તેમની સામે થવાને બદલે તે તેમની આગળ દબી ગયો. જે મરિયમ થોડા વખત પર જયસ્તોત્ર ગાતી હતી તે હવે શું તે ભૂલી ગઇ અને તે પણ લોકોથી બી ગઇ? વળી ઇસ્રાએલમાં બીજા જે સારા સારા માણસો હતા તેઓનું શું થયું? શું એકી વખતે સમસ્ત પ્રજા શુદ્ધ તથા મહાન આદર્શોને સમૂળગા તજી દે એ બનવાજોગ હશે?

પરંતુ લોકોએ આ વખતે જે ધર્મત્યાગ કર્યો તેનાં માઠાં ફળ તો તેમને ભયંકર રીતે ચાખવાંજ પડયાં. લોકોના આ બંડનો બદલો તેમને તેમની ભારે કતલથી મળ્યો: "તે દિવસે લોકોમાંથી આશરે ત્રણ હજાર માણસ પડયા" (૩૨; ૨૮). હારૂન એ કતલના સપાટામાંથી બચી ગયો ખરો, પરંતુ તે બીજાઓ કરતાં કંઈ સારો હતો એ કારણથી નહિ, પણ તેના હોદ્દાને અંગે. તથાપિ તેને આટલો મનસંતાપ તો થયો, કે તેને સોંપેલાં મૂર્ખ ઘેટાંને સાચવવાને તે નિર્બળ માલૂમ પડયો તેથી તેઓનું દુ:ખ તેને જોવું પડયું. જેઓનું પરીક્ષણ થાય છે તેઓને, તેમજ જેઓ બીજાઓને પરીક્ષણમાં નાખે છે તેઓને બન્નેને પોતપોતાનો બોજ ઊંચકવાનો હોય છે. "જે વાછરડું હારૂને બનાવ્યું હતું તે બનાવ્યાને લીધે યહોવાહે લોકો પર માર આણ્યો" (૩૨; ૩૫).

"બબ્બે બબ્બે કરશો અપરાધ;<br>
પણ એક એકની આપવી પડશે દાદ."

## પ્રકરણ ૧૫મું

# મુસા—પ્રાર્થનાવાદી માણસ

(નિર્ગમન ૩૨; ૩૦–૩૫ : ૩૩; ૧૨–૨૨)

**મહાન મધ્યસ્થતા**—આદમના પ્રથમ પાપ વિષે બોલતાં સંત ઓગસ્ટિને એક વખત એમ કહ્યું હતું, કે "એ પાપનું કેટલું સદ્‌ભાગ્ય કે જેથી આવો તારનાર આપણને મળ્યો!" ઓગસ્ટિનનું ઉપરોક્ત વચન સમજવું સહેલું નથી, અને સહેલાઈથી ગેરસમજ ઊભી કરે એવું છે. પરંતુ અહીં આપણને એ અર્થસૂચક વચન યાદ આવે છે, કારણ કે ઇસ્રાએલે સિનાય આગળ જે મોટું પાપ કર્યું, તે પછી અથવા તેને પરિણામે આખા જૂના કરારમાંનાં કોમળમાં કોમળ પ્રકરણોમાંનું એક પ્રકરણ અહીંથી જ શરૂ થાય છે. શિક્ષા અને પ્રેમની અહીં એક બીજા સાથે બાઝાબાઝ જોવામાં આવે છે, તેમાં પ્રેમ ફાવી જાય છે. મુસા ઇસ્રાએલીઓને માટે જે પ્રાર્થના કરે છે તેમાં આ બધું આપણે જોઈશું.

આખા જૂના કરારમાં "નિર્ગમન"ના ૩૩ અને ૩૪મા અધ્યાયો જેટલા ગુંચવણીઆ છે તેટલા બીજા કોઈ નહિ હોય. એમાં જુદાં જુદાં મૂળ સાહિત્યો એટલાં બધાં સેળભેળ થએલાં છે, એટલાં બધાં બેવડાએલાં પણ છે, કે એને બરાબર સમજવાને એ બધાંને છૂટાં પાડી ફરીથી તેમને ગોઠવવાની જરૂર છે, અને એમ કરી જોયા છતાં પણ આખા ફકરાનું સંતોષકારક પૃથક્કરણ થઇ શકતું નથી.

**પ્રાર્થનાદ્વારા પ્રકટીકરણ**—મુસાએ ઇસ્રાએલ લોકોની ખાતર જે પ્રાર્થના કરી તે વાંચીને સદોમને સારૂ ઇબ્રાહીમે કરેલી પ્રાર્થના યાદ આવ્યા વિના રહે એમ નથી. જો કે મુસાની પ્રાર્થના ઈબ્રાહીમની પ્રાર્થનાને યાદ કરાવે એવી છે ખરી, તોપણ એ બન્ને પ્રાર્થનાઓમાં ઘણો જ તફાવત છે, અને એ તફાવત જાણવા જેવો છે. ઈબ્રાહીમ પ્રાર્થના કરે છે ખરો, પરંતુ પ્રાર્થનાની સંપૂર્ણ સમાપ્તિ આવે તે પહેલાં તે

અટકી જાય છે; ત્યારે મુસા તો યાકૂબની પેઠે મંડયો જ રહે છે, અને પોતાની માગણી પ્રમાણે મળે ત્યાં સુધી પ્રાર્થના કર્યા જ કરે છે. નવા કરારમાં કનાની સ્ત્રીનો દાખલો આવો જ છે. તેની પ્રાર્થનાનો અત્યાગ્રહ જોઇ ઇસુએ તેને કહ્યું, કે "ઓ બાઇ, તારો વિશ્વાસ મોટો છે; જેવું તું ચાહે છે તેવું તને થાઓ" (માત્થી ૧૫; ૨૮). એ પ્રમાણે મુસા પ્રાર્થનામાં ધપતો ને ધપતો જાય છે, અને જેમ જેમ તે પ્રકાશ પ્રતિ આગળ ધપે છે તેમ તેમ પ્રકાશનો વિસ્તાર વધતો ને વધતો જાય છે. આખરે તેને એટલો બધો આત્મિક પ્રકાશ મળે છે, કે જાણે આત્મિક પ્રકાશનો મધ્યાહ્ન થયો હોય! આ વખતે તેને ઇશ્વરના સ્વભાવ અને ગુણુલક્ષણનું એવું દિવ્ય પ્રકટીકરણ થાય છે, કે તે પ્રકટીકરણની બરાબરી કરે, અથવા તેનાથી ચઢી જાય, એવું પ્રકટીકરણ તેની પછીના લોકોને ભાગ્યે જ થયું હોય—"યહોવાહ, યહોવાહ, દયાળુ તથા કૃપાળુ દેવ, મંદરોષી, અને અનુગ્રહ તથા સત્યથી ભરપૂર; હજારો પર કૃપા રાખનાર, અન્યાય તથા ઉલ્લંઘન તથા પાપની ક્ષમા કરનાર; અને દોષિતને નિર્દોષ નહિ જ ઠરાવનાર" (૩૪; ૬–૮). ઇશ્વર વિષેનું આટલું ઊંચું જ્ઞાન મુસાને કેવી રીતે પ્રાપ્ત થયું તે સમજવાને તેની પ્રાર્થનામાં જે ચાર બાબત સમાએલી છે તે જોઇએ.

૧. મુસા પ્રભુને એવી વિનંતી કરે છે, કે વિધર્મીઓ આગળ તારૂં પોતાનું માન જાળવવાની ખાતર, અને તારા પોતાના નામની ખાતર, તું ઇસ્રાએલનો બચાવ કર. જો હવે ઇસ્રાએલીઓનો નાશ થવા દેવામાં આવે તો પછી તેમને મિસરમાંથી કાઢયા જ શું કરવા! એમ કરવાથી તો ઊલટું પ્રભુના વિશ્વાસુપણાને કલંક લાગે છે, અને એવું તો થાય જ કેમ? ગીતકર્ત્તાએ કહ્યું છે, કે "તારૂં નામ જાણનારા તારા પર ભરોસો રાખશે" (ગી. શા. ૯; ૧૦). એ પ્રમાણે અહીં આગળ પ્રકટીકરણના પ્રારંભે મુસા પ્રભુના નિર્વિકારીપણા પર આધાર રાખે છે. તે સમજે છે, કે પ્રભુ પોતાનો ઇનકાર કરે એ તો બનવાજોગ જ નથી. વળી આમાં માત્ર ઇસ્રાએલીઓને જ સંબંધ રહેલો હતો એમ નહોતું; તેઓની પહેલાં તેમના જે પૂર્વજો થઇ ગયા તેઓને પણ એમાં લાગભાગ હતો. ઇબ્રાહીમ જે સર્વ ઇસ્રાએલીઓનો આદિ પૂર્વજ અને પ્રભુનો

મિત્ર હતો તેની સાથે પ્રભુએ જે કરાર કર્યો હતો તે કરાર પણ અત્યારે દાદ માગી રહ્યો હતો. જો એ કરારને અત્યારે સંભારવામાં ન આવે, અને પ્રભુ જો પોતાના કરેલા કરારથી અને પોતે આપેલા વચનથી ફરી જાય, તો પછી એવા ઈશ્વર પર ભવિષ્યમાં કોણ વિશ્વાસ રાખે? ઈશ્વર તો એ કરારની રૂએ સનાતન કાળ સુધી ઈસ્રાએલનો ઈશ્વર રહે છે, તેથી મુસા ખરા વિશ્વાસથી ઈશ્વરને વળગી રહ્યો અને ઇબ્રાહીમ સાથે જે કરાર તેણે અગાઉ કર્યો હતો તેની રૂએ તેને કરારબદ્ધ ગણ્યો. આવી રીતે પ્રભુના પોતાના જ માન અને તેની પોતાની જ ખાતર મુસા જે દાદ માગતો હતો તેમાં તેને મધ્યસ્થતાના પર્વત પર ચઢવાનું પગથિયું જડી આવ્યું; પરંતુ આ કરતાં પણ વધારે ચઢિયાતો અનુભવ મુસાને થયો.

૨. મુસાએ પ્રાર્થના કરી, તેના ઉત્તરમાં તે આટલું તો પામ્યો કે લોકોના જીવ જશે નહિ, પરંતુ એટલેથી સંતોષ નહિ માનતાં તે પ્રાર્થના આગળ ચલાવે છે, ને એવું યાચે છે, કે લોકો જીવતા રહે એટલું જ બસ નથી, પણ તેઓને માફ કરવામાં આવે અને પ્રભુ પોતે પહેલાંની પેઠે તેઓની સાથે રહે. મુસાની પ્રથમ વિનંતીના ઉત્તરમાં તેને એમ કહેવામાં આવ્યું હતું, કે "મારો દૂત તારી આગળ ચાલશે" (૩૨; ૩૪), પણ મુસાને તો વળાવા તરીકે દૂત જોઇતો નથી, તેને તો ખુદ પ્રભુ જોઈએ છે. એને તો પ્રભુની ક્ષુધા લાગેલી હતી. પ્રભુને બદલે તેનાં કોઈ દાન, કે તેનું કોઈ દયાકૃત્ય કે તેનો કોઈ પ્રતિનિધિ નજ ચાલે. એ પોતે જ જોઈએ. "હે પ્રભુ,...કૃપા કરીને પ્રભુ અમારી મધ્યે ચાલે; કેમકે આ તો હઠીલા લોક છે" (૩૪; ૯). મુસા એમ કહેવા માગે છે, કે અમારે જે જોઇએ તે તો એકલો પ્રભુ જ છે. પ્રભુ જે અનંત દયાસ્વરૂપ છે તેજ અમારૂં સાંખી શકે. મનુષ્યનો દુર્બળ આત્મા જેમ "આબ્બા, બાપ" એવી બૂમ પાડે, તેના જેવું આ પણ છે. એવી બૂમ પાડનાર પોતાની અતિ ઘણી અછતને લીધે, અને પ્રભુના અતિ ઘણા પ્રેમને લીધે, પ્રભુને ખાસ પોતાનો કરી લેવાનો દાવો કરે છે. જો પ્રભુ આપણી પાસેથી જતો રહે તો તેની સાથે આખી દુનિયા પણ જશે. તેથી મુસા કહે છે, કે "જો તારી સમક્ષતા (ખુદ તું પોતે) સાથે ન આવે તો અમને અહીંથી લઈન જા" (૩૩; ૧૫).

૩. મુસાની પ્રાર્થના હજી પણ આગળ વધે છે, અને જે ઉચ્ચતમ છે તે તરફ તે દૃષ્ટિ ફેરવે છે, ને કહે છે, કે "તોપણ તું તેઓના પાપની ક્ષમા કરે [તો સારું]"—આટલું બોલીને તે અટકી જાય છે, અને પછી બીજો વિચાર લાવીને કહે છે, કે "નહિ તો તારા લખેલા પુસ્તકમાંથી મારું નામ તું ભૂંસી નાખ" (૩૨ ; ૩૨). મુસા આવું બોલતો હશે તેનું કારણ કદાપિ એ હોય, કે તેના પોતાના મનમાં જે મોટી મોટી આકાંક્ષાઓ હતી અને લોકો તરફ જોતાં જે નિરાશા ઉપજતી હતી, તે પરથી તેના મનમાં ક્ષણભર કદાપિ એવો વિચાર ઉદ્ભવ્યો હોય, કે જ્યારે આ તમામ ઈસ્રાએલીઓ જેઓ કુપાત્ર નીવડયા છે તેઓનો અરણ્યમાં અંત આવી જશે, ત્યારે પ્રભુ મારી આજુબાજુ એક મહાન દેશજાતિ ઊભી કરશે (નિર્ગ. ૩૨ ; ૧૦. ગણના ૧૪ ; ૧૨). મુસા જેવા મહાત્માઓમાં પણ અંગત મહત્ત્વાકાંક્ષાઓ હોય છે ખરી, પરંતુ એવો વિચાર મનમાં આવતાં જ, ઇસ્રાએલ પ્રત્યેના પોતાના પ્રબળ પ્રેમની ખાતર એ વિચારને તેણે પોતામાંથી સત્વર દૂર કર્યો, અને એવું ઇચ્છયું કે એમ થાય, તેના કરતાં હું જ મરી જાઉં તો કેટલું સારું. પરંતુ મુસા જ આવો દેશભક્ત હતો એમ નહિ, ઘણાએ એવા થઈ ગયા છે, ને હજી પણ થતા જાય છે કે જેઓ પોતાના દેશ અને પોતાની કોમની ખાતર પોતાના પ્રાણનું બલિદાન કરવા પણ ખુશી છે. સંત પાઊલ કહે છે, કે "મારા ભાઈઓને બદલે, એટલે દેહ સંબંધી મારાં સગાંવહાલાં[ને બદલે] હું પોતે જ શાપિત થઈને ખ્રિસ્તથી બહિષ્કૃત થાઉં, એવી જાણે મને ઇચ્છા થાય છે" (રૂમી. ૯ ; ૩). સ્કૉટલંડ દેશના ધર્મસુધારક જોન નોક્ષે એવી પ્રાર્થના કરી હતી, કે "પ્રભુ, તું મારા દેશને સુધાર, નહિ તો મારું મોત લાવ." ફ્રાન્સ દેશની રાજ્યક્રાંતિ વખતે દાન્તોને એવી ઇચ્છા દર્શાવી હતી, કે "મારું નામ ભુંસાઈ જાઓ, અને મારું સ્મરણ લોપ થાઓ, જો એમ કરવાથી ફ્રાન્સ દેશ સ્વતંત્ર થતો હોય તો." મોનિકા નામની એક ધર્મી બાઈ પોતાના દીકરા ઓગસ્ટિનના ધર્મપરિવર્તન માટે પ્રાર્થના કરતી હતી, ત્યારે સંત અંબ્રોસે તેને કહ્યું હતું, કે "શાંતિએ જા ; આટલાં આંસુસહિત જે પ્રાર્થના કરે છે, તેના દીકરાનો વિનાશ થાય એ બનવાજોગ જ નથી." મુસાની પ્રાર્થના પણ

એટલી આગ્રહી હતી, કે પ્રભુને તે માન્ય રાખ્યા વિના ચાલે જ નહિ. "ન્યાયી માણુસની પ્રાર્થના પરિણામે બહુ સાર્થક થાય છે" (યાકૂબ ૫; ૧૬). મુસાની અતિ આગ્રહી આજીજી અને તેના એકનિષ્ઠ ભક્તિભાવ પરથી આપણા પ્રભુનું અનુમાન આપણુને યાદ આવ્યા વિના રહેતું નથી કે આપણુ સર્વનો જે આકાશવાસી પિતા છે તે, જે પ્રેમ તેણે આપણામાં પ્રેર્યો છે, તેથી ઓછો પ્રેમ આપણા પર રાખી શકે જ નહિ (માત્થી ૭; ૧૧). મુસાની પ્રાર્થનાને પરિણામે ઈસ્રાએલીઓ બચી ગયા. વિશ્વાસની પ્રાર્થના ફાવી. યહોવાહે મુસાને કહ્યું, "જે વાત તું બોલ્યો છે, તે પ્રમાણે પણુ હું કરીશ" (૩૩; ૧૭).

૪. પરંતુ જેમ જેમ મુસાને તેની માગણી પ્રમાણે મળતું ગયું તેમ તેમ વધારે વધારે માગવાની તેનામાં હિમ્મત આવતી ગઈ. તેણે હવે એવી માગણી કરી, કે "કૃપા કરીને તારૂં ગૌરવ મને દેખાડ" (૩૩; ૧૮). મુસાને પ્રભુએ "આંગળી આપી એટલે તે પહોંચે વળગ્યો." માનવપ્રકૃતિ એવી છે કે તેનાથી પ્રભુનું ગૌરવ જોઈ શકાય જ નહિ. પ્રભુના ગૌરવના દર્શનથી માણુસને આનંદ થાય ખરો, પરંતુ તેની સાથે તે તેને વીંધી પણુ નાખ્યા વિના રહે નહિ. તે જમાનાના વિચાર પ્રમાણે "મને જોઈને કોઈ માણુસ જીવતો રહી શકે નહિ" (૩૩; ૨૦) એ શબ્દોનો અર્થ એજ છે. તોપણુ માણુસથી વધારેમાં વધારે જેટલું જીરવી શકાય તેટલું તો પ્રભુ તેને આપ્યા વગર રહેતો નથી. તેથી પ્રભુએ તેને જવાબ આપ્યો, કે "હું મારૂં સર્વ સૌંદર્ય તારી આગળ ચલાવીશ" (૩૩; ૧૯). ત્યાર પછી મુસા એક ખડકની ફાટમાં સંતાઈ રહ્યો, અને પ્રભુ ત્યાં થઈને પસાર થયો, ત્યારે તેણે તેનું ગૌરવ જોયું, એટલે પ્રભુના કામ તથા તેની ઇચ્છાની ઉજ્જવળતા તેણે જોઈ. ખ્રિસ્તી મંડળીનો એક ધર્મપિતૃ કહે છે, કે "પ્રભુએ આગળ ને આગળ ચાલતાં પોતાને ઓળખાવવાનાં પછવાડે જે જે ચિહ્નો મૂકયાં છે તેજ એ ઉજ્જવળતા છે."

**પ્રભુના દર્શનથી મુસામાં થએલો રૂપવિકાર**—મુસાની પ્રાર્થનાના પ્રત્યુત્તરમાં તેણે જે માગ્યું હતું તે બધું તેને મળ્યું. પ્રભુનું ગૌરવ પણુ તેણે જોયું. અને પ્રભુનું ગૌરવ એટલે શું? પ્રભુનું સૌજન્ય એજ પ્રભુનું ગૌરવ છે. પ્રભુનું દર્શન પામીને પ્રકાશિત વદને મુસા પોતાના

લોકો જેઓનો તેણે પોતાની પ્રાર્થના વડે ઉદ્ધાર કર્યો હતો તેઓની પાસે પાછો આવ્યો. પ્રભુ અને લોકો વચ્ચે નવેસરથી કરાર કરવામાં આવ્યો. દરેક માણસનું હ્રદય આનંદને લીધે ઉછળ્યું. પ્રભુને મોઢામોઢ જોયાથી મુસામાં પણ રૂપવિકાર થયો હતો, પરંતુ તે પોતે એ વિષે અજાણ હતો; વળી તે એટલા મોટા દિલનો હતો કે આખી છાવણીમાં મુસાના રૂપાંતર વિષે જો કોઇ ન જાણતું હોય તો તે મુસા પોતે જ હતો. "મુસા જાણતો ન હતો કે પોતાનો ચહેરો તેની (યહોવાહની) સાથે વાત કર્યાને લીધે પ્રકાશતો હતો" (૩૪; ૨૯–૩૫).

આખા જૂના કરારમાં આનાથી ચઢીઆતા અધ્યાય થોડા જ હશે; આમાં એક બાજુએ પાપનું ઘોર વાદળ છે, પણ તેની સામેથી તેની ઉપર દિવ્ય પ્રેમનું મેઘધનુષ્ય પૂરી ઉજ્જવળતાથી પ્રેમબાણ ફેંકે છે. સંત પાઊલ ઠીક જ કહે છે, કે "જ્યાં પાપ અધિક થયું, ત્યાં કૃપા તેથી અધિક થઈ" (રૂમી. ૫; ૨૦).

આપણાથી જેટલાં પાપ થાય તેટલાં આપણે કર્યાં, ત્યારે પ્રભુએ જેટલી દયા કરાય તેટલી કરી.

## પ્રકરણ ૧૬મું

# સિનાયથી કાદેશ

(ગણના ૧૦; ૨૯–૩૬: અધ્ય. ૧૧ : ૧૨.)

**યિથ્રોની મુલાકાત**—હેબ્રીપુત્રો સિનાય પર્વત આગળ રહ્યા તે દરમિયાન શું શું બન્યું તેની વાત આખા સિનાય દ્વીપકલ્પમાં ફેલાઈ ગઈ, અને મુસાના સસરા યિથ્રોએ પણ એ વાત સાંભળી. "યહોવાહે ઇસ્રાએલ...ઉપર જે સઘળા ઉપકાર કર્યા હતા" (નિર્ગ. ૧૮; ૯) તેને લીધે હરખાતો હરખાતો મુસાનો સસરો યિથ્રો મુસાની મુલાકાતે આવ્યો, યિથ્રોની સાથે મુસાની સ્ત્રી સિપ્પોરાહ તથા તેના બે દીકરા પણ આવ્યાં. "ઉત્પત્તિ"ના પુસ્તકમાં કુટુંબોને લગતી પુષ્કળ વાતો હતી, પરંતુ "નિર્ગમન"માં કૌટુંબિક બાબતો પર ધ્યાન આપવામાં આવેલું નથી, કારણ કે એ પુસ્તકમાં મોટા મોટા બનાવોની વાત વાંચવામાં આવે છે, અને તેવા મોટા બનાવોની આગળ કૌટુંબિક વાતો બહુ નજીવી લાગે છે. આ અને એવાં બીજાં કારણોને લીધે, સિપ્પોરાહ આવી, પણ તેના પર કોઈનું ધ્યાન ખેંચાતું નથી. પરંતુ આપણે સિપ્પોરાહને પડતી મૂકીને તેના પિતા યિથ્રો પર લક્ષ દઈએ. તે અસાધારણ તીવ્ર બુદ્ધિવાળો પુરુષ હતો. તેનો જમાઈ મુસા જે કામ કરતો હતો તેમાં તેની જે ભૂલ થતી હતી તે આ વૃદ્ધ યાજક-રાજાએ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિએ જોઈ લીધી. મુસાની જે ભૂલ થતી હતી તે એ હતી, કે તમામ ઇસ્રાએલી લોકોના ટંટાફિસાદ ચૂકવવાનું કામ તે એકલે હાથે કરતો હતો. "લોકો સવારથી તે સાંજ સુધી મુસાની આગળ ઊભા" રહેતા હતા (નિર્ગ. ૧૮ ; ૧૩). આ તો ઠીક નહોતું, કારણ કે એથી તો મુસાની શક્તિ પણ ક્ષીણ થઇ જાય અને લોકોની ધીરજ પણ ખૂટી જાય.

**આદર્શ સમાજસેવક**—યિથ્રોએ મુસાને સલાહ આપી, કે તારી એકહથ્થુ સત્તાને તું વિભાગી નાખ અને વહેંચી આપ. મુસાએ આ સલાહ સ્વીકારી, અને એવી રીતે લોકસત્તાક રાજ્યનો પ્રથમ પાયો

નાખવામાં આવ્યો. ચઢતાઊતરતા ન્યાયાધીશો નીમવામાં આવ્યા, અને મુસા પોતે સદર અદાલત બન્યો. આ નીમાએલા લોકો સર્વ પ્રસંગે લોકોનો ઇનસાફ કરતા, અને મુશ્કેલ કે ગુંચવણીઆ મુકરદમાઓ તેઓ મુસાની પાસે લાવતા, પરંતુ નાનાનાના મુકરદમાઓ તો તેઓ પોતે જ ચૂકવી લેતા. એ કામ કરવાને સારા, પ્રામાણિક અને સમાજસેવક માણસો જોઇએ; હવે એવા માણસો કોને કહેવા તે પણ અહીં બતાવવામાં આવેલું છે. એટલે જે "હોંશિયાર, ઈશ્વરનો ડર રાખનાર, સત્ય તથા સ્વાર્થદ્વેષક" (૧૮; ૨૧) હોય, તેઓને એ જવાબદારીના કામને માટે લાયક ગણવા. ઇસ્રાએલમાં ન્યાયના અમલદારોનો આદર્શ કેવો હતો તે ઉપરોક્ત વિશેષણો પરથી જણાઇ આવે છે. આ પ્રમાણે જેઓને હાલમાં આપણે "માજીસ્ટ્રેટ" કહીએ છીએ, તે વર્ગની ઇસ્રાએલમાં પ્રથમ સ્થાપના થઇ, અને જે કોઇ માણસમાં ઉપરોક્ત ચાર લક્ષણ હોય (૧૮; ૨૧) તે આદર્શ માજીસ્ટ્રેટ નીવડે એમાં કંઇ પણ શંકા નથી.

**હોબાબ-માર્ગદર્શક**—ગણના ૧૦; ૨૯–૩૨ પરથી જણાય છે, કે, હોબાબ (યિથ્રો) ઇસ્રાએલીઓનો માર્ગદર્શક બન્યો, કારણકે એને અરણ્યના આડાઅવળા માર્ગનું સારૂં ભાન હતું, તેથી એ કામને માટે તે લાયક હતો. મુસાએ તેને કહ્યું, કે "તું અમારે સારૂ આંખોની ગરજ સારશે" (ગણના ૧૦; ૩૧). મુસાએ તેને જે આમંત્રણ આપ્યું તે ઘણી ઉદારતાભર્યું હતું: "તું અમારી સાથે ચાલ, ને અમે તારૂં ભલું કરીશું...યહોવાહ અમારૂં જે કંઇ ભલું કરશે તે અમે તારૂં કરીશું" (ગણના ૧૦; ૨૯, ૩૨). પહેલાં તો હોબાબે આમંત્રણનો અસ્વીકાર કર્યો, પરંતુ એમ લાગે છે કે પાછળથી તે કબૂલ થયો, અને ઇસ્રાએલની સંઘાતે ગયો. ઇસ્રાએલના ઇતિહાસમાં હોબાબનું નામ આ ઠેકાણે એટલા જ માટે આવે છે, કે તેણે પ્રભુના કામને અર્થે તથા તેના લોકોને અર્થે જે સેવા બજાવી હતી તે યહોવાહ પ્રીતિપૂર્વક યાદ રાખે છે, એ દર્શાવાય. પ્રબોધકો અને યાજકોની સાથે હોબાબ માર્ગદર્શકનું પણ સ્મરણ રાખવામાં આવે છે.

જે ધાતુ પરથી "કેની" શબ્દ નીકળ્યો છે, તે પરથી જૂના કરારનો એક સાક્ષર એવું અનુમાન કરે છે, કે હોબાબનાં સગાંવહાલાં

રખડતા લુહાર જાતનાં માણસો હશે. જો આ અનુમાન ખરૂં હોય, તો ઇસ્રાએલીઓની સાથે તેઓ જોડાયા, તે ઇસ્રાએલીઓને સારૂ બહુ લાભદાયી ગણાય.

**કરારકોશનું ચાલી નીકળવું તથા થંભવું**—ઇસ્રાએલીઓની મુસાફરીની બીજી મજલ કરવાની તૈયારીઓ હવે થઈ રહી હતી (પહેલી મજલ—નીલ નદીથી સિનાય સુધી; બીજી મજલ—સિનાયથી કાદેશ સુધી). ઇસ્રાએલનો માર્ગદર્શક જો કે હવેથી હોબાબ થયો હતો, તોપણ ખરો આગેવાન તો યહોવાહ જ હતો. જ્યારે કરારકોશ ચાલી નીકળતો ત્યારે મુસા આ પ્રમાણે બોલતો :

"હે યહોવાહ, ઊઠ,
તારા શત્રુઓને વિખેરી નાખ;
અને તારા દ્વેષકો તારી આગળથી નાસી જાય."

અને જ્યારે તે થંભતો ત્યારે તે કહેતો :

"હે યહોવાહ,
ઇસ્રાએલના કરોડો પાસે તું પાછો આવ" (ગણના ૧૦ ; ૩૫, ૩૬). આવાં બે ગીતો યહુદી લોકો સવારે અને સાંજે ગાતા હતા.

સિનાય પર્વત આગળથી આગળ વધીને ઇસ્રાએલીઓ ઉત્તર તરફ પારાનના અરણ્ય ભણી વળ્યા. તે અરણ્ય ઉજ્જડ, ઘણું મોટું અને ભયાનક હતું. એની હદ કનાન દેશના દક્ષિણ ભાગથી લગભગ શરૂ થતી હતી. આ મુસાફરીમાં જે જે મથકોએ તેઓએ મુકામ નાખ્યો, તે ક્યાં ક્યાં હશે તે હાલમાં જણાતું નથી. ઘણું કરીને તો તે માત્ર જુદી જુદી મજલો છે, અને એમને જુદાં જુદાં નામો આપવામાં આવેલાં છે ખરાં, પરંતુ ઘણે ભાગે તો તે સ્થળવાચક નામો નથી, પરંતુ મુસાફરીમાં જે જે બનાવો બન્યા તે બનાવો પરથી એ નામો પાડવામાં આવેલાં હશે. જેમકે "તેણે તે જગાનું નામ કિબ્રોથ-હાત્તાવાહ પાડ્યું; કેમકે જે લોકોએ અયોગ્ય વાસના કરી હતી તેઓને તેઓએ ત્યાં દાટ્યા" (ગણના ૧૧ ; ૩૪).

**અસંતોષ**—સિનાય આગળ લોકો લાંબો વખત થોભ્યા હતા, એટલામાં તેમનામાંથી થોડીઘણી લાયકી અને કઠિનતાનો લોપ થયો હતો. ઘણું કરીને એ કારણને લીધે, સિનાય છોડયાને હજી તો ત્રણ જ દિવસ થયા હતા એટલામાં કચકચ કરવાની તેમની હમેશની કુટેવ તેમનામાં ફરીથી દેખાઇ. એ પરથી એ જગાનું નામ તાબએરાહ (બળતું) પાડવામાં આવ્યું, કારણકે ત્યાં આગળ યહોવાહનો અગ્નિ (વીજળી) પ્રગટ થયો, જેથી કેટલાક લોકો મરણ પામ્યા. એ ઉપરાંત વળી ઇસ્રાએલીઓની સાથે મિસરથી કેટલાક બિનઇસ્રાએલી લોકો પણ આવેલા હતા, જેઓ કોઇ પણ કારણસર ઇસ્રાએલીઓની સાથે મિશ્રિત થઇ ગએલા હતા. આ લોકોને યહુદી ધર્મની કે કોમની લાગણી બહુ જ થોડી હતી, બલકે નહોતી. તેઓને મિસરનું મોજીલું જીવન યાદ આવ્યું (ગણના ૧૧ ; ૪). તેઓ ઇસ્રાએલીઓની સાથે આવ્યા હતા, અને મુસાફરીની અગવડો તેમને વેઠવી પડતી હતી, તેથી બહુ દુ:ખી થયા, એટલે સુધી કે તેઓ પોતા પર અંકુશ રાખી ન શકયા, અને "મુસાએ...પ્રત્યેક માણસને પોતાના તંબુના બારણામાં રડતા સાંભળ્યા" (ગણના ૧૧ ; ૧૦). રડવાનું કારણ એ હતું કે તેઓને ખોરાકની જુદી જુદી વાનીઓ જોઈતી હતી! પહેલવહેલું જ્યારે માન્ના આપવામાં આવ્યું હતું ત્યારે તો તે "સ્વર્ગીય ભોજન" અને "દેવદૂતોની રોટલી" (ગી. શા. ૭૮ ; ૨૪, ૨૫) સમાન લાગતું હતું; પરંતુ હવે તો તે તેમની દૃષ્ટિએ એટલું બધું હલકું થઈ ગયું હતું કે તેઓ તેને જોઈને કહે છે, કે "આ માન્ના સિવાય બીજું કંઈ અમારી નજરે પડતું નથી" (૧૧ ; ૬). તેઓ કહે છે, કે "અમારા જીવ આ હલકા અન્નથી કંટાળે છે" (૨૧; ૫). હવે તે પહેલાંના જેવું નવું અને અજાયબ જેવું લાગતું નથી, એ તો સાધારણ થઈ ગયું છે, તેથી તેઓએ તેનો તુચ્છકાર કર્યો. અજાયબ જેવું છે, કે બાઇબલમાં આવી નાની નજીવી વાતો પણ દાખલ કરવામાં આવેલી છે. પરંતુ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ, કે આપણી જિંદગી પણ એવા જ પ્રકારની છે. નાની, નજીવી અને એક ને એક જાતની બીનાઓના સમૂહથી આપણી જિંદગી બનેલી છે. સંત પાઊલ કહે છે, કે ઈસ્રાએલીઓની આરણ્યક મુસાફરીમાં જે જે બન્યું તે "આપણને બોધ મળે તેને સારૂ લખવામાં આવ્યું છે" (૧ કોરીંથી. ૧૦ ; ૧૧). જેઓ એક ને

એક જાતનું જીવન ગાળવાથી કંટાળી ગયાં હોય તેઓને બોધ મળે એ સારૂ આ વાતો અહીં લખવામાં આવી છે. જ્યારે આપણને આપણું જીવન નીરસ અને શુષ્ક લાગે, ત્યારે આપણે ખાસ સાવચેત રહેવું જોઇએ, કારણ કે એવે પ્રસંગે જો શેતાન આવી પહોંચે તો તેના પાશમાં પકડાઈ જવાનો ઘણો સંભવ છે. આવા લોકોનો બોજ માથે લેવો એ મુસાને ભારે પડે એમાં કશી નવાઈ નથી. પરંતુ જ્યારે મુસા આમ નિરાશ થઈ જતો હતો ત્યારે તે પ્રાર્થના કરતો અને પ્રાર્થનાથી તેની નિરાશાનો લોપ થતો હતો. બાઈબલના નરવીરો બધા જ પ્રાર્થનાવાદી પુરુષો હતા; એજ પ્રમાણે મુસાએ પણ નિરાશામાંથી નીકળવાને પ્રભુને કહ્યું, કે "હું એકલો એ સર્વ લોકોનો બોજ ઊંચકી શકતો નથી" (ગણના ૧૧; ૧૪). પરંતુ કચકચ કરનારા લોકો વિષે તો તેણે મરડાટમાં કહ્યું, કે "શું તેઓને બસ થાય તે સારૂ ઘેટાંબકરાં તથા ઢોરઢાંકનાં ટોળાં કાપવામાં આવશે? કે તેઓને બસ થાય તે સારૂ સમુદ્રનાં સઘળાં માછલાં એકઠાં કરવામાં આવશે?" (૧૧; ૨૨). આવું મહેણારૂપ વચન કહેવામાં મુસાની મતલબ એ હતી, કે એમ કરવાથી કદાપિ તેઓ પોતાનું મીઠાચરાપણું મૂકી દે.

**ઈસ્રાએલના વડીલો**—પ્રભુના સૂચવ્યાથી ઇસ્રાએલમાં એક નવા વર્ગ કે હોદ્દાની સ્થાપના કરવામાં આવી. તેમાં ૭૦ વડીલો હતા. તેઓનું કામ એ હતું, કે તેઓ મુસાની સાથે સેવાકાર્યમાં જોડાઈ તેના કામનો વહેંચાતો હિસ્સો લઈ તેની જવાબદારી હલકી કરે, અને એવી રીતે તેની તથા લોકોની મૂર્ખાઈની વચ્ચે પડદારૂપ થાય. એ કામને સારૂ મુલાકાતમંડપ આગળ બધા લોકોના દેખતાં તેમને અલાહિદા કરવામાં આવ્યા; અને જેમ નવા કરારના જમાનામાં પચાસમાને દિવસે પવિત્ર આત્મા ઊતર્યો (પ્રે. કૃ. ૨; ૧) તેમ આ વખતે પણ પ્રભુનો આત્મા એ સિત્તેર પર ઊતર્યો. એ દાન પામ્યા એટલે એ વડીલોએ પ્રબોધ કર્યો, અર્થાત્ ધર્માવેશી અને ઉન્નત ભાષામાં તેઓ ઇશ્વિરને અર્થે બોલ્યા. હવે એ સિત્તેરમાંના બે જણ, નામે એલ્દાદ અને મેદાદ, છાવણીમાં જ રહી ગયા હતા, તેથી જ્યારે બીજા ૬૮ને આત્માદાન મળ્યું ત્યારે તેઓ તે વગર પણ રહી ગયા. પરંતુ તેઓ પર પણ આત્મા ઊતર્યો, અને તેઓએ પણ પ્રબોધ કર્યો (ગણના ૧૧; ૨૫–૨૯).

**પ્રબોધ કોણ કરે એ વિષે**—એક વખતે ઈસુને નામે એક જણ ભૂતો કાઢતો હતો, તે જોઈને ઈસુના વહાલા શિષ્ય યોહાને તેને મના કરી, કારણ કે તેણે કહ્યું, કે "તે આપણી સાથે ચાલતો નથી" (માર્ક ૯; ૩૮). આ વખતે યહોશુઆએ પણ એમજ કર્યું. પોતાના ગુરુના માન વિષે ખોટું ઝનૂન ચઢી આવવાથી યહોશુઆએ એવું કહ્યું, કે આ અધિકાર વિનાનું પ્રબોધ કરવું બંધ થવું જોઈએ : "મારા સ્વામી, મુસા, તેઓને મના કર" (૧૧; ૨૮). પરંતુ મુસા એટલા મોટા દિલનો હતો કે એવું સંકુચિત મન અને એવી અદેખાઈ તે રાખે જ નહિ. લોકો પર તેને એટલો બધો પ્રેમ હતો કે તેણે પોતાપણું તો બાજુએ જ મૂક્યું હતું. પોતાનું જીવન તે ઈસ્રાએલને અર્થે જ ગુજારતો હતો, નહિ કે પોતાના માનમરતબાને અર્થે. યહોશુઆને મુસાએ મનની ઉદારતાથી અને કુલીનતાથી એવો ઉત્તર આપ્યો, કે આપણને તે સાંભળીને રોમેરોમ ક્રોધ વ્યાપ્યા વિના રહે નહિ: "શું મારી ખાતર તને [તેમના] ઉપર અદેખાઇ આવે છે? ઇશ્વર કરો, કે યહોવાહના સર્વ લોક પ્રબોધક થાય કે યહોવાહ તેઓના ઉપર પોતાનો આત્મા મૂકે" (૧૧; ૨૯).

મુસા જે પ્રબોધકોમાં સૌથી મોટો હતો, તે એટલો મોટા મનનો માણસ હતો, કે પ્રભુનું આ ઉત્તમ દાન પોતાને જ મળે અથવા અમુક થોડાએકને જ મળે, એવું તે ઇચ્છતો નથી, પણ તે સર્વને મળે એવી તેની ઇચ્છા છે.

આખો જૂનો કરાર તપાસતાં માલૂમ પડે છે, કે મુસાની એ શુભ ઇચ્છા પૂર્ણ થએલી દેખાય છે; કારણ કે બધા વર્ગના લોકો, હોય સ્ત્રીઓ કે પુરુષો, પ્રબોધકો, યાજકો, રાજાઓ, ખેડૂતો, ઘેટાંપાળકો, દ્રાક્ષામાળીઓ, ભણેલા કે અભણ, સર્વને આપણે પ્રબોધ કરનારી પ્રજા અને ઇશ્વરપ્રેરિત લોકો તરીકે ઇશ્વરને માટે બોલતાં સાંભળીએ છીએ. યહુદી ધર્મે પાછળથી આ વર્ગના માણસોને હલકા ગણ્યા, પરંતુ મુસા, જે યહુદી ધર્મ પાળનારો મહાપુરુષ હતો, તેનું કહેવું અને સમજવું તો એજ હતું, કે એ દાનનો કોઈએ કંઇ ઈજારો રાખેલો નથી, કોઈ અમુક વર્ગના કે જાતના જ માણસોને "પ્રબોધ કરવાનું" મળે, એવું નથી. છાવણી કે જે સાધારણ કામકાજ કરવાનું સ્થાન, તેની અંદર પણ

આત્મા ઊતરી આવ્યો. ઇસુએ માછીઓને કહ્યું હતું, કે "તમે મારા સાક્ષી થશો" (પ્રે. કૃ. ૧ ; ૮). "વા જ્યાં ચાહે છે ત્યાં વાય છે" (યોહાન ૩ ; ૮).

ઇસ્રાએલીઓને માંસ ખાવાનું નહોતું મળતું, તેથી તેઓએ માંસને માટે કચકચ કરી, તેથી સમુદ્ર તરફથી, પવન જે પ્રભુનો સેવક છે, તેના સપાટાથી પુષ્કળ લાવરીઓ છાવણીમાં ધસડાઈ આવી (ગણના ૧૧ ; ૨૧, ૩૧). કોઈ પણ વાનું ગમે તેટલું સારૂં હોય, પરંતુ જો તે આશીર્વાદિત ન હોય તો તે હિતકર નથી. એ પરથી ગીતકર્તા કહે છે, કે "તેણે તેઓની માગણી પ્રમાણે તેમને આપ્યું, પણ તેઓને આધ્યાત્મિક નુકસાન થયું" (ગી. શા. ૧૦૬ ; ૧૫). તેઓએ અકરાંતિયા થઈને ખાધું જેથી તેઓમાં ફરીથી મરકી ફાટી નીકળી ; એ પરથી ઇસ્રાએલની મુસાફરીમાં આ સ્થળને બહુ જ ઉદાસીનતા ભરેલું નામ આપવામાં આવ્યું છે." તે જગાનું નામ કિબ્રોથ-હાત્તાવાહ પાડયું (ગણના ૧૧ ; ૩૪), એટલે "કુઇચ્છાની કબરો."

**મરિયમે કરેલી અદેખાઇ**—કિબ્રોથ-હાત્તાવાહથી આગળ ચાલ્યા, એટલે તેઓ હસેરોથ (છાવણીઓ) આવ્યા. અહીં એક ઘણો શોચનીય બનાવ બન્યો. મુસાના પોતાના કુટુંબમાં જ કડવાશ અને ભાંડણ દેખાયાં: "મરિયમ તથા હારૂન (જે અનુક્રમમાં એ નામોને મૂકવામાં આવ્યાં છે તે અનુક્રમ જાણવા જેવો છે) મુસાની વિરૂદ્ધ બોલ્યાં" (ગણના ૧૨ ; ૧). આ કુટુંબકલહનું કારણ કેટલાક વિદ્વાનોને તો એટલું દુર્ગમ લાગે છે, કે યાજકપદ કોના પછી કોને મળે એ બાબતની એ તકરાર હતી, એવું તેઓ કહે છે. પરંતુ એ ખરૂં કારણ લાગતું નથી. ખરૂં કારણ તો અદેખાઇ જ છે. મુસા સિપ્પોરાહ નામની સ્ત્રીને પરણ્યો હતો. અત્યાર સુધી તે સ્ત્રી મુસાની સાથે નહોતી, પરંતુ હવે તે પણ સૌની સાથે છાવણીમાં જોડાઈ હતી, અને મુસાની બહેન મરિયમને તેની આ ભાભીની અદેખાઈ આવતી હતી. નણંદભાભી ભેગાં મળ્યાં એટલે તમાશો થાય જ. અત્યાર સુધી તો મરિયમ વિષે આપણે કશું ખોટું સાંભળ્યું નથી. તે તેના ભાઈને પૂરા સ્નેહથી ચાહતી હતી, તેમજ ઇસ્રાએલનાં સ્તોત્રો ગાવામાં પણ તે આગળ પડતો ભાગ લેનારી હતી.

પરંતુ હવે તો તેનો નંબર બીજો આવ્યો, એ તેને ગમતું નહોતું, અને એને લીધે તેની અત્યાર સુધીની સુકીર્તિ સદોષ થઇ. મુસા તો મારો ખાસ વાલી છે, એવું તે અત્યાર સુધી સમજતી હતી, અને તે એવું સમજે એ સ્વાભાવિક જ છે; હવે એનું સ્થાન બીજીને મળે એ જોઇ તેનાથી સાંખી ન શકાય એ પણ સ્વાભાવિક જ છે. આથી તેનો ગુપ્ત ઉરસર્પ છંછેડાયો અને "મુસા એક કૂશી સ્ત્રીની સાથે પરણ્યો હતો" (ગણના ૧૨; ૧), તેને લીધે તે તેની સામે બોલી. આ ઉપરથી કેટલાક એવું અનુમાન કરે છે, કે સિપ્પોરાહ ઉપરાંત મુસા કોઇ બીજી સ્ત્રીને પરણ્યો હતો; પરંતુ એવા અનુમાનને કશો શાસ્ત્રાધાર નથી. સિપ્પોરાહ તો એક યાજકની પુત્રી હતી એ ખરૂં (નિર્ગમન ૨; ૧૬), પરંતુ અહીં તેને "કૂશી સ્ત્રી" કહેલી છે, તેનું કારણ એટલું જ છે, કે અદેખાઇ કરનાર વ્યક્તિ સામી વ્યક્તિને એવી રીતે તુચ્છકારથી જ સંબોધે છે. જેના અંતઃકરણમાં અદેખાઇરૂપ સર્પ હોય, તેની જીભે ઝેર જ હોય. મુસાની જગાએ જો કોઈ બીજો માણસ હોય તો આવા કઠણ શબ્દોનો જવાબ તેવાજ કે તેથી પણ વધારે કઠણ શબ્દોમાં આપ્યા વિના તે રહે નહિ. પરંતુ મુસા એવી પ્રકૃતિનો નહોતો. તેણે કેવો જવાબ વાળ્યો તે લખેલું નથી, પણ એટલુંજ લખેલું છે, કે "હવે તે માણસ મુસા પૃથ્વીની પીઠ પરના સર્વ લોક કરતાં નમ્ર હતો" (ગણના ૧૨; ૩). તેણે તો પોતાનો દાવો પ્રભુના હાથમાં સોંપ્યો. એ જે કરે તે ખરૂં. પ્રભુએ તેનો એવો ફેંસલો કર્યો, કે મરિયમને શિક્ષા તરીકે કોઢ થયો, જેથી તેને સાત દિવસ સુધી છાવણી બહાર રહેવું પડયું. પરંતુ તેના ભાઇ મુસાએ પ્રભુની પ્રાર્થના કરી, કે "ઓ ઇશ્વર, હું તારા કાલાવાલા કરૂં છું, કે તેને સમી કર" (ગણના ૧૨; ૧૩). અને મુસાની એ મધ્યસ્થતા દ્વારા જ મરિયમ એ શિક્ષામાંથી મુક્ત થઇને છાવણીમાં પાછી આવવા પામી. ગણના ૧૨; ૧૪ પરથી એવો ઇશારો મળે છે, કે મરિયમની જીભ સારી નહોતી એનું કારણ એ હતું, કે તેનો યૌવનકાળ દૂષિત થએલો હતો. હારૂને પાપ કર્યું હતું. તે આગલી વખતની માફક (નિર્ગમન ૩૨) આ વખતે પણ પોતા કરતાં બળવત્તર પરેચ્છાને આધીન થઇને આ પાપમાં ફસાયો હતો. પરંતુ તેણે પોતાના પાપની કબૂલાત કરી દીધી: "અમે મૂર્ખાઇ કરી છે ને અમે પાપ કર્યું છે" (૧૨; ૧૧). આટલેથી આ દુઃખદાયક બનાવનો

અંત આવ્યો. આવી એક અંગત બાબતને સંઘરી રાખવામાં આવી છે, એ પરથી લાગે છે કે ઇસ્રાએલી લોકોના કૌટુંબિક જીવન પર એથી ઘણી અસર થઇ હશે. ઇસ્રાએલી લોકોને ઘણા લાંબા વખત સુધી મરિયમની વાત પરથી નીતિપાઠ શીખવાનો મળ્યો હશે, અને હેબ્રી સ્ત્રીઓની વાતોમાં તે શણગારરૂપ નીવડી હશે, એમાં કશો સંદેહ નથી. જેમ લુતની સ્ત્રીની વાત બોધદાયક છે, તેમ આ પણ બોધદાયક છે.

## પ્રકરણ ૧૭મું

# જાસુસો; નિષ્ફળ દેશાક્રમણ

(ગણના ૧૩; ૧૭-૩૩ : ૧૪; ૨૬-૪૫)

**કાદેશ—બીજું મુખ્ય મથક**—સિનાયથી નીકળ્યા પછી જેમ તેમ કરીને તેઓ અગિયારમે દિવસે કાદેશના ફળદ્રુપ સ્થાને આવી પહોંચ્યા. હાલમાં એ સ્થળ "એન કાદિસ" અથવા "પવિત્ર કૂવો" એ નામે ઓળખાય છે. નામ પ્રમાણે ત્યાં એક પવિત્રસ્થાન પણ હતું, તે ઘણું પુરાતન હતું (ઉત્પ. ૧૪; ૭). વળી ત્યાં આગળ થઇને એક ઝરણું વહેતું હતું, જેથી એ સ્થળ લીલુંછમ અને ફળદ્રુપ બની રહેલું હતું. ઈસ્રાએલના મુસાફરી-જીવનના મુખ્ય મથક તરીકે સિનાય પછી બીજું સ્થળ કાદેશ આવે છે. આજુબાજુના પ્રદેશમાં આમતેમ ભટક્યા પછી, બારે કૂળો ૩૭ વરસ સુધી કાદેશ આવી રહ્યાં. જેમ કોઇ માણસ આમતેમ ફરીને પોતાના મુખ્ય મથકે આવે, તેમ કાદેશ તેઓના મુખ્ય મથક જેવું થયું. ત્યાં મુલાકાતમંડપ અને પવિત્ર કરારકોશ હતા.

**જાસુસો**—બેરશેબાથી કાદેશ માત્ર પચાસ માઇલને અંતરે છે, તેથી ત્યાંથી કનાન દેશ પર સવારી કરવાનું તે અનુકૂળ સ્થળ જણાતું હતું. અને પ્રથમથી જ તેમની એ ધારણા હતી કે નેગેબ અથવા તો દક્ષિણ વિભાગમાં થઈને કનાન દેશમાં પ્રવેશ કરવો. પરંતુ એમાં પ્રવેશ કરવા પહેલાં એ દેશ કેવો છે, એનું રક્ષણ કેવી કેવી રીતે કરવામાં આવેલું છે, વગેરે બાબતોની તપાસ કરવાને બાર જાસુસો મોકલવામાં આવ્યા. એ બારમાંના બે કાલેબ અને યહોશુઆ હતા. કનાનમાં આમતેમ ઘણું ફર્યા પછી, તેઓ ઉનાળો ઊતરતાં એટલે જુલાઇના પાછલા પખવાડિયામાં હેબ્રોન આવ્યા. અને એ દેશ કેટલો બધો સારો ને રસાળ છે તેના પ્રમાણ દાખલ તેઓએ પોતાની સાથે દ્રાક્ષોની મોટી લુમ તથા બીજાં ફળો લીધાં. જાસુસોએ કાદેશ આવીને દેશની બધી વિગત કહી જણાવી. એક રીતે

જોતાં એમની હકીકત સાંભળીને લોકો ખુશી થયા, કારણ કે મિસરમાંથી નીકળ્યા પછી તો તેમણે ભટકતું જીવન ગુજાર્યું હતું, અને ભુખતરસ, તથા જુદા જુદા સ્થળનાં ટાઢતડકો વેઠી વેઠીને કંટાળી ગયા હતા, તેથી એવા ફળદ્રુપ દેશમાં પ્રવેશ કરવાને તેઓ અધીરા બની જાય, એમાં કશી શંકા નથી. દેશ ફળદ્રુપ અને ઉત્તમ છે, એવું તો બારેબાર જાસુસોએ કહ્યું ખરૂં, પરંતુ જેવા "યાત્રાકારી"માં બીકણ અને અવિશ્વાસુ હતા તેવા એ બારમાં (કાલેબ અને યહોશુઆ સિવાય) દશ જણ હતા. એ દશ જણે લોકોને એવી ખેદજનક વાત કરી, કે એ દેશનાં "નગરોની આસપાસ (મોટા મોટા) કોટ છે" (ગણના ૧૩; ૨૮), અને "જે સર્વ લોકને અમે તેમાં જોયા, તેઓ કદાવર માણસો છે...અને અમે પોતાની દૃષ્ટિમાં તીડોના જેવા હતા, ને તેઓની દૃષ્ટિમાં પણ એવા જ હતા" (૧૩; ૩૨, ૩૩). ખરી વાત કે કનાનીઓ કદાવર અને ઊંચા લોકો હતા, પરંતુ તેઓ રાક્ષસો તો નહોતા જ. ઈસ્રાએલીઓ બીકભરી આંખોએ જોતા હતા, તેથી જ તેઓને તે રાક્ષસો લાગતા હતા. રાક્ષસ-જાત દુનિયામાં કોઈ ઠેકાણે આજ સુધી માલૂમ પડી નથી. માત્ર વાર્તાઓ-માં રાક્ષસો જોવામાં આવે છે એ ખરૂં, દુનિયામાં તો નથી. તોપણ પેલા બીકણ અને અવિશ્વાસુ દશ જણની હકીકત સાંભળીને "આખી જમાતે મોટો ઘાંટો પાડીને પોક મૂકી; અને તે રાત્રે લોક રડયા" (૧૪; ૧). તેઓએ એટલી બધી કચકચ કરી, કે તેઓએ એકબીજાને કહ્યું, "આપણે સરદાર ઠરાવીને મિસરમાં પાછા જઈએ" (૧૪; ૪).

**અવિશ્વાસીઓમાં વિશ્વાસુ**—પરંતુ લોકોમાં જે ભય પેસી ગયું હતું, તે શાંત પાડવાને કાલેબ અને યહોશુઆએ એવું કહીને પ્રયત્ન કર્યો, કે "જો યહોવાહ આપણા ઉપર પ્રસન્ન હશે, તો તે આપણને તે દેશમાં લાવશે" (૧૪; ૮). પરંતુ તેઓનું નહિ ગણકારતાં આખી જમાતે કહ્યું: "તેઓને પથ્થરે મારો" (૧૪; ૧૦). "યાત્રાકારી"ના પુસ્તકમાં ખ્રિસ્તી મુસાફરની વાત આવે છે. તેને રસ્તે જતાં કોઇએ કહ્યું, કે તમે જે રસ્તે જાઓ છો તેમાં તો સિંહો બેઠેલા છે. ત્યારે તેથી ન ડરતાં તેણે ત્રણ વાત કહી: "તમે તો મને બીવરાવો છો; હું તો સાહસ ખેડવાનો જ; સિંહો હશે તોપણ હું તો આગળ જઈશ." પરંતુ એવી

વાતથી આ નાહિમ્મત થઈ ગએલા લોકોને ઠેકાણે લવાય તેમ નહોતું. તેથી પ્રભુએ આ વખતે પણ તેમનો સંહાર કરવાની ધમકી આપી (નિર્ગ. ૩૨; ૧૦. ગણના ૧૪; ૧૨) પરંતુ જ્યારે જ્યારે મુસા આ લોકો વિષે નાસીપાસ થઈ જતો અને તેને એવું લાગતું, કે આવા અણઘડ લોકો તે કેવી રીતે એક મોટી પ્રજા બની શકે, ત્યારે ત્યારે લોકો પર તેનો જે પ્રેમ હતો તે પ્રેમ તેની નિરાશા પર જય પામતો, કારણ કે પ્રેમ "સઘળું ખરૂં માને છે, અને સઘળાની આશા રાખે છે" (૧ કોરીંથી. ૧૩; ૭). જ્યારે આપણે કોઈના વિષે નિરાશ થઈ જઇએ ત્યારે જાણવું કે એટલે દરજ્જે આપણો પ્રેમ અપૂર્ણ છે, કારણ કે ખરો પ્રેમ કદી નાસીપાસ થતો નથી, અને પ્રેમ ગમે તેવા ભયને પણ વિદારે છે.

**પ્રભુની દયા સાર્વકાલિક છે**—આ પ્રસંગે મુસા પોતાના મહાન આશ્રય પાસે ગયો, અને તેની આગળ આજીજી કરી, કે "હું તારી વિનંતી કરૂં છું, કે તારી દયાના માહાત્મ્ય પ્રમાણે, ને જેમ તેં મિસરથી માંડીને હાલ સુધી આ લોકને માફી બક્ષી છે, તે પ્રમાણે તેઓને ક્ષમા કર" (૧૪; ૧૯). પ્રભુની દયા પર આવો સજ્જડ વિશ્વાસ જ્યાં બતાવવામાં આવે, અને જ્યાં એક વખત માફી મળે તેને બીજી વખત માફી મેળવવાનો આધાર બનાવવામાં આવે, ત્યાં શું ન થઇ શકે? મુસાની પ્રાર્થનાના ઉત્તરમાં યહોવાહે કહ્યું: "તારા કહેવા પ્રમાણે મેં તેઓને ક્ષમા કરી છે" (૧૪; ૨૦). આવો અનુભવ તો મુસાને આ બીજી વાર થયો, કે જેમાં જેટલું તેણે માગ્યું તેટલું બધું તેને મળ્યું. તો પણ આટલું આપણે સમજવું જોઈએ કે, જો પોતાને પ્રગટ કરનાર ઇશ્વિર પોતે તેને કૃપાથી માંડીને અધિક કૃપા સુધી દોરી ગયો ન હોત તો તે બિલકુલ આટલી માગણી કરી જ શકયો ન હોત. જુના કરારમાં આવી વાતો તો ઘણીએ મળી આવે છે, અને એ તો જુના કરારના મહિમારૂપ વાત છે. ઈસ્રાએલને આવા આવા અનુભવો થયા અને તેઓએ તે લખી રાખ્યા, એ પરથી એમ દર્શાવી શકાય છે, કે એ પ્રજામાં શરૂઆતે ભલે ગમે તેટલા દોષ હોય, તોપણ દુનિયાની આગળ પ્રકટીકરણવાહક પાત્ર બનવાને પાછળથી આ પ્રજા કેટલી બધી લાયક નીવડી. હેબ્રી લોકોનું ખરૂં માહાત્મ્ય જો કોઈ હોય તો તે આજ છે.

**ક્ષમા અને શિક્ષા**—પરંતુ લોકોના અવિશ્વાસમાંથી નીપજતાં પાર્થિવ પરિણામો અને નિર્બળતાઓનું નિકંદન થવાની જરૂર હતી. સમૂળગું નિકંદન થઇ જાય તોપણ, જેમ કોઈ ગુમડું મટી જાય છે તોપણ તેનું ચાંદું રહી જાય છે, તેમ અવિશ્વાસની એબ તો રહેવાની. ઈસ્રાએલીઓ હજી સુધી ઇશ્વરના રાજ્યને માટે લાયક કે તૈયાર નહોતા. આવી જાતના લોકો વડે કંઈ કનાન દેશ જીતી શકાય નહિ. તેથી એ અવિશ્વાસ લાવનાર લોકોનું જ્યાં સુધી ઉન્મૂલન થાય નહિ ત્યાં સુધી તેમને પાછા અરણ્યમાં જઈને આત્મિક તાલીમ લેવાની જરૂર હતી. અરણ્યમાં ચાળીસ વર્ષ લગી ભરવાડનું કામ કરીને તેમાંથી નવી ઈસ્રાએલ પ્રજા તૈયાર કરવાની હતી. જે આગળ જતો નથી તેને પાછા હઠવું જ પડે છે. બધા લોકો પર જે સામાન્ય નાશ આવી પડવાનો હતો તેમાંથી કાલેબ અને યહોશુઆ એ બેજ જણ માત્ર બચી ગયા; અને તેઓને બચાવનાર તે તેઓનો અડગ વિશ્વાસ હતો. એ બેમાંના કાલેબે પુષ્કળ બળ તથા શાંતતા જાળવી રાખ્યાં હતાં, તેથી મુસાનાં જેવાં વખાણ કરવામાં આવે છે તેવાં તેનાં પણ વખાણ કરવામાં આવે છે: "મારો સેવક કાલેબ, તેને જુદો આત્મા હતો, ને તે મારા માર્ગમાં સંપૂર્ણ રીતે ચાલ્યો છે" (૧૪; ૨૪).

**કદર અને યોગ્યતા**—ગીતકર્તા કહે છે, કે "તેઓએ તે મનોહર દેશને તુચ્છ ગણ્યો" (ગી. શા. ૧૦૬; ૨૪). જો કોઈ ચીજની આપણને કદર નથી, તો તેને માટે આપણે લાયક નથી. "તે મનોહર દેશ"ની ઈસ્રાએલીઓને કદર નહોતી, તેથી તેઓ તેમાં પ્રવેશ કરવાને યોગ્ય પણ નહોતા. એ કારણથી એ લોકો પર ઈશ્વર તરફથી એવું ન્યાયશાસન આવ્યું કે તેઓ દક્ષિણમાં (અકાબાના અખાત તરફ) ગયા, અને કનાન દેશ તેમની પાછળ રહ્યો. આથી ગભરાઈને, અસ્થિર મનના માણસો જેમ કરે છે તેમ, બધાં કુળોના લોકોએ એકો કરીને કહ્યું, કે આપણે વિના વિલંબ આગળ જઈએ અને કનાન દેશનો કબજો લઇ લઇએ. મુસાએ તેમને ઘણુંએ કહ્યું, કે એમ કરવાનું ચોઘડિયું વીતી ગયું છે, પણ મુસાનું કોણ માને! આપણી ઢીલ કે બીકમાંથી આપણને નિવૃત્તિ મળે ત્યાં સુધી શુભ પ્રસંગો થોભતા નથી. લક્ષ્મી ચાંલ્લો કરવા

આવે કે તરત જ મોં ધરવું જોઇએ, નહિ તો તે ચાલી જાય. જિંદગીમાં ઘણીવાર એવું બને છે કે જે મિથ્યા થઈ શકતું નથી. ઘણી વાર અમુક કામ કરવાની વેળા વીતી જાય છે, અને તે પાછી આવતી નથી. ઇસ્રાએલીઓએ અભિમાનમાં ને અભિમાનમાં કનાન પર ચઢાઇ કરી ખરી, પરંતુ કરારકોશ જે પ્રભુની પ્રત્યક્ષતાનું ચિહ્ન હતો તે તેમની સાથે ગયો નહિ, વળી મુસા પણ છાવણીમાં જ રહ્યો. તેઓ નીતિભ્રષ્ટ થએલા હતા, અને તેઓનું અંતઃકરણ શુદ્ધ નહોતું, તેથી તેઓએ સખત હાર ખાધી (૧૪; ૪૫). કનાન દેશને સર કરવાનો હેબ્રીઓનો આ પહેલો જ પ્રયત્ન હતો, અને પહેલે જ ફેરે તેઓનું લશ્કર વેરણખેરણ થઇ ગયું.

બંડ—હવે આ નાસીપાસ અને નીતિભ્રષ્ટ થએલા લોકોમાં બળવો ઊઠયો અને અસંતોષ પેદા થયો. "ગણના"ના સોળમા અધ્યાયમાં એવા બે બળવાની વાત આવે છે. પહેલો બળવો રેઉબેનપુત્રોમાંના ત્રણ જણે ઉઠાવ્યો હતો. દાથાન, અબીરામ અને ઓન નામના ત્રણ માણસોએ બીજા કેટલાકને પોતાની ગમના કરી મુસા શા માટે આગેવાન હોય, એ બાબત તેની સામા બળવો ઉઠાવ્યો. અગાઉ રેઉબેનનું કુળ સૌથી ચઢિયાતું હતું. તેને મળેલો આશીર્વાદ એવો હતો, કે "મહત્ત્વની ઉત્તમતા તથા શક્તિની ઉત્તમતા તું છે" (ઉત્પ. ૪૯ ; ૩). પરંતુ હવે એ કૂળના લોકો બીજાની ચઢતી જોઇ સાંખી શકતા નથી, તોપણ એટલું ઠીક હતું કે તેઓના આ અવિચારી અને કૃતઘ્ની બખેડામાં ઘણા સામેલ થયા નહોતા. તેઓને શિક્ષા આપવાને ધરતીકંપ થયો, અને તેની સાથે એ બંડ પણ બેસી ગયું.

કોરાહ કરીને એક બીજો માણસ હતો તેની સાથે ૨૫૦ માણસો જોડાયા. તેઓને યાજકપદ જોઇતું હતું, તેથી અદેખાઈને લીધે તેઓએ બંડ કર્યું. આ બળવો પણ સીધી પ્રભુની શિક્ષાથી જ શમાવી દેવામાં આવ્યો. "યહોવાહની પાસેથી અગ્નિ ધસી આવ્યો ને જે અઢીસો માણસો ધૂપ ચઢાવતા હતા તેઓને ભસ્મ કર્યા" (ગણના ૧૬ ; ૩૫). આવા દુઃખદાયક ઝઘડાઓ પરથી, મનુષ્યપ્રકૃતિ કેવી છે તે આપણે જોઇ શકીએ છીએ, અને એ પરથી એ પણ જણાય છે, કે જમાનો ગમે તે હોય અને દેશ ગમે તે હોય, પણ માણસના મનની વૃત્તિઓ ગમે ત્યારે અને ગમે ત્યાં

સરખી જ હોય છે. માણસોમાં આગળ પડતા ગણાવાનો મોહ અને અદેખાઈ, એ બે કારણોને લીધે હજી પણ દુનિયામાં ઘણી ખરાબી થાય છે. જેઓ પ્રભુના ભક્તો કહેવાય છે તેઓમાં પણ એ દુર્ગુણ ફાવી જતો માલૂમ પડે છે. ઈસુના શિષ્યોમાં પણ "આપણામાં કોણ મોટો" એ બાબતની ચર્ચા ચાલ્યા કરતી હતી (લુક ૨૨ ; ૨૪). ઝબદીના બે દીકરાઓએ ઈસુને જમણે અને ડાબે હાથે બેસવાની માગણી કરી હતી, જેને લીધે બીજા દશને તેમના પર અદેખાઇ આવી હતી (માત્થી ૨૦ ; ૨૦–૨૮). અહંભાવવાળા માણસને યોગ્ય ચેતવણી મળે માટે આ બનાવો અહીં લખવામાં આવેલા છે. જ્યારે આપણાં હૃદયોમાં અને કામોમાં અદેખાઇનો છૂપો પ્રવેશ થાય છે, ત્યારે આપણાં હૃદયોમાંથી ઘણા સારા સારા ગુણોને બહાર નીકળવું પડે છે. જો અદેખાઈ પેઠી તો સત્યતા અને કૃતજ્ઞતા, તેમજ પ્રભુનું કામ અને જિંદગીપર્યંતની મિત્રતાઓ—આ બધાંને હૃદયમાં સ્થાન મળતું નથી કારણ કે જે સ્થાન એમને જોઇએ તે અદેખાઈ પચાવી પડે છે.

**જીવતા તથા મૂએલાની વચ્ચે હારૂન ઊભો રહ્યો**—બળવાખોરો પર આવી અજાયબ જેવી શિક્ષા આવી પડી એથી તો ઊલટી કડવાશ વધી, કારણ કે એ લોકોની સાથે સહાનુભૂતિ દર્શાવનારા ઘણા હતા. એવાને તો હમેશાં સહાનુભૂતિ દર્શાવનારા માણસો મળી રહે છે. એવા તો હવે મુસા અને હારૂનની સામા થયા, કારણ કે તેઓના ધારવા પ્રમાણે એ બે ભાઇઓ આ બધી આપદાને માટે જવાબદાર છે. છાવણીમાં આ અસંતોષરૂપી જે રોગ ફેલાયો હતો તેને માટે મરકીરૂપ દવા જ વાપરવી પડી, અને ત્યારે જ લોકોનાં મન ઠેકાણે આવ્યાં. આ બનાવમાં જે ખાસ ધ્યાન આપવા જેવી વાત છે તે એ છે, કે હારૂન ખરા યાજકની પેઠે લોકો માટે પ્રાયશ્ચિત્ત કરતો હોય તેવો દર્શાવવામાં આવેલો છે. ધૂપપાત્ર લઇને "જીવતા તથા મૂએલાઓની વચ્ચે તે ઊભો રહ્યો, ને મરકી બંધ પડી" (૧૬ ; ૪૮). એક માણસથી આખો સમાજ બચી જાય છે. ઈસ્રાએલ તથા આપણ સર્વના સંસ્થાપનને અર્થે ખરા કટોકટીના વખતે મહાપુરુષો કેટલા કામના છે, તે આ દાખલા પરથી જણાય છે.

**મરિયમનું મરણ**—કાદેશ આગળ મુસાની બહેન મરિયમનું મૃત્યુ થયું. એનો એકજ ગુનો બતાવવામાં આવેલો છે. એ બાતલ કરતાં પવિત્ર શાસ્ત્રમાં એના વિષે બીજું જે કંઇ લખવામાં આવેલું છે તે તેની સ્તુતિરૂપે જ છે. અરણ્યના પ્રવાસમાં આપણે તેને બહેન તરીકે, મધુર ગાનારી તરીકે અને પ્રબોધિકા તરીકે જોઇ છે; અને પવિત્ર શાસ્ત્રમાં કે અન્ય સાહિત્યમાં જે બધી એ નામથી ઓળખાતી પ્રખ્યાત સ્ત્રીઓ થઇ ગઇ છે તેઓને તેણે પોતાના નામનો સારો વારસો આપેલો છે.

## પ્રકરણ ૧૯મું

# મરીબાહ—હારૂનનું મરણ

(ગણના ૨૦)

**મરીબાહ આગળ ઝઘડો**—હવે ઈસ્રાએલીઓના આરણ્યક પ્રવાસનો અંત નજીક હતો. તેઓ ૩૯ વરસ આમતેમ કુટાયા હતા, અને ૪૦મું વરસ બેઠું હતું. આટલો બધો અવનવો અનુભવ તેમને થયો હતો, તેમ છતાં તેઓ સ્વભાવે તો પહેલાંના જેવા જ ચંચળ અને અસ્થિર હતા. તેઓની મુસાફરી દરમિયાન મુસીબતો, તેને લીધે થતી કચકચો ટાળવામાં આવે તોપણ પાછું અવિશ્વાસુપણું, એવી એવી બાબતો વારંવાર આપણા વાંચવામાં આવે છે. બન્યું એવું, કે કાંતો અનાવૃષ્ટિ કાંતો ભૂકંપને (પ્રકરણ ૧૭મું) કારણે કાદેશનું ઝરણું સુકાઈ ગયું એટલે ફરીથી છાવણીમાં અસંતોષ પ્રવર્ત્યો. આ પરથી યહોવાહે મુસાને કહ્યું, "તું તથા તારો ભાઈ હારૂન લોકોને એકઠા કરીને તેઓના દેખતાં ખડકને કહો કે તે પોતાનું પાણી આપે" (૨૦; ૮). પરંતુ પ્રભુના ફરમાવ્યા પ્રમાણે કરવાને બદલે મુસા તથા હારૂને કહ્યું, કે "શું અમે તમારે સારૂ આ ખડકમાંથી પાણી કાઢીએ?" (૨૦; ૧૦). એવું કહેતાંની સાથે મુસાએ લાકડી ઊંચકીને ખડકને બે વાર મારી. પાણી તો નીકળ્યું ખરૂં; પરંતુ તેઓના અવિશ્વાસુપણાને લીધે એ બે ભાઈઓને વચનના દેશમાં પ્રવેશ કરવાનું મળ્યું નહિ; અને એ ઝરણનું નામ પણ "મરીબાહ" પાડવામાં આવ્યું. મરીબાહ એટલે "ઝઘડાનું પાણી."

**મુસાને થએલી શિક્ષા**—મુસાએ આટલો બધો શ્રમ વેઠ્યો, અને પરિણામે તો તેને વચનના દેશમાં જવાનું પણ ન મળ્યું, એથી તેને દુ:ખ લાગે એ સ્વાભાવિક છે, અને આપણે પણ એની સાથે સહદુ:ખી છીએ. પરંતુ એનાં કારણો ઘણાં ઊંડાં છે. પ્રભુ પોતાના સેવક મુસાની સાથે આવી રીતે કેમ વર્ત્યો હશે, તેનાં જુદા જુદા વિદ્વાનો જુદાં

જુદાં કારણો દેખાડે છે : (૧) કેટલાકનું ધારવું એવું છે કે જે ભારે બોજ તેણે આટલો બધો લાંબો વખત વેઠયો હતો, તેને લીધે તેના સ્વભાવમાં નુકસાન થએલું હતું, વળી એ બોજ એકાએક અને અણધાર્યો વૃદ્ધિ પામ્યો હતો; એ ઉપરાંત મુસા એટલો બધો વૃદ્ધ થયો હતો કે જુવાનીમાં તે પોતાના ઉગ્ર સ્વભાવ પર જે અંકુશ રાખી શકતો હતો, તે હવે તે રાખી શકતો નહિ. (૨) બીજા કેટલાક વિદ્વાનો મુસાએ પ્રભુને જે પ્રશ્ન પૂછયો હતો તે પર ધ્યાન દે છે, એટલે "શું અમે તેમને સારૂ આ ખડકમાંથી પાણી કાઢીએ?" તે પરથી તેઓ એવું અનુમાન બાંધે છે, કે પ્રભુની શક્તિ વિષે મુસાના મનમાં સંદેહ પેઠો હતો, અને તેથી તે એવી રીતે પાણી કાઢવાને રાજી નહોતો. આને લીધે તેને એવી શિક્ષા કરવામાં આવી. આટલું તો ખરૂં, કે જેમ માણસ મોટો, પછી તે ગમે તે રીતે મોટો હોય, તેમ પ્રભુ તેની પાસેથી વધારે આશા રાખે છે. જેટલે દરજ્જે તે બીજાઓથી મોટો તેટલે દરજ્જે તેનો વિશ્વાસ પણ બીજાઓના વિશ્વાસ કરતાં મોટો હોવો જોઈએ. જેમ માણસની પદવી મોટી, તેમ તેનું કર્તવ્ય વધારે મુશ્કેલ. જે અન્ય કરતાં વધારે સારો અને લાયક જણાયો છે તેની પાસેથી, જે ઓછો સારો અને લાયક છે તેના કરતાં, વધારેની આશા રાખી શકીએ. જેને એક તાલંત મળેલું છે તેની પાસેથી જેટલી આશા રાખીએ તેના કરતાં જેને બે મળેલાં છે તેની પાસેથી વધારેની આશા રાખીએ; અને જેને પાંચ મળેલાં છે તેની પાસેથી એથી પણ વધારેની આશા રાખીએ. મુસાની જવાબદારીનું માપ હલકા ધોરણથી કાઢી શકાય જ નહિ. બીજા કોઈ માણસને જે માફ થઇ શકે તે મુસાને માફ ન થઈ શકે. મુસાએ નાનું પાપ કર્યું હોય તોપણ તે અન્ય જનના મોટાં પાપ જેટલું, અથવા તેથી પણ મોટું છે. પાપની ગંભીરતા અને મહત્તા પાપ કરનાર વ્યકિત પર આધાર રાખે છે. દાઊદે જે પાપ કર્યું હતું તેવાં પાપ બીજા ઘણાએ કર્યાં છે; ત્યારે કર્યાં હશે અને હાલ પણ એવાં પાપ થાય છે. તથાપિ એ પાપને અતિ કાળું દર્શાવવામાં આવ્યું છે, એનું કારણ એજ કે એ પાપનો કર્તા દાઊદ સાધારણ વ્યકિત નહોતો. પાપનું પરિમાણ વ્યકિતપરત્વે અંકાય

છે. એજ પ્રમાણે મુસાની પણ વાત છે. આપણી દૃષ્ટિએ કદાપિ તેનો અપરાધ હલકો ગણાય, પણ જેમ આપણે પાપ પ્રતિ જોઇએ છીએ તેમ પ્રભુ જોતો નથી. પ્રભુ તો જ્યારે પાપનું માપ કાઢે છે ત્યારે, કેવું પાપ થયું છે એટલું જ તે જોતો નથી, પરંતુ પાપ કરનાર વ્યક્તિ કોણ છે, એ પણ તે જુએ છે. આવા અનેક દાખલાઓ મળી આવે એમ છે. કેટલાક માણસોએ વૃદ્ધાવસ્થામાં એક જ પાપ કર્યું હોય, તોપણ આખી જિંદગી પ્રભુને વિશ્વાસુ રહેવાથી જે પ્રતિફળને લાયક તેઓ ઠર્યા હોય તે ગુમાવી બેસે છે. તેઓ કેટલી ઊંચાઈએ પહોંચેલા છે તેનું માપ કાઢવાથી તેઓ કેટલે સુધી નીચે પડયા છે તેનું માપ નીકળશે. (૩) પરંતુ એક બીજી વાત પર પણ આપણે લક્ષ લગાડવું જોઈએ. "પુનર્નિયમ"ના પુસ્તકમાં મુસા લોકોને છેલ્લી સલામના બે બોલ કહેતાં તેઓની મુસાફરીનું ગતાવલોકન કરે છે. તેમાં તે કહે છે કે, "વળી તમારે લીધે મારા પર પણ યહોવાહે કોપાયમાન થઈને કહ્યું કે, તું પણ તેમાં પ્રવેશ નહિ કરશે" (પુન. ૧; ૩૭). આ પરથી તો આપણને બીજો જ ખુલાસો મળે છે. કારણ કે મુસાને બાઈબલના અને પ્રજાઓના ઇતિહાસના અન્ય મહાપુરુષોની પંક્તિમાં મૂકવામાં આવેલો છે. આ પ્રબોધક તો ખરેખર શહીદ થયો હતો. દુઃખ સહન કરનાર સેવકને માટે જે કહેવામાં આવ્યું છે તે "મારા સેવક મુસા"ને માટે પણ કહી શકાય, કે "મારા લોકના અપરાધોને લીધે તેના પર માર પડયો" (યશા. ૫૩; ૮). વિશ્વાસભંગ કર્યાને લીધે દેશનિકાલ થએલો કોઈ દોષિત પુરુષ તે છે, એમ નથી; પરંતુ જેના વિષે મુસાએ પોતે જ કહ્યું હતું, કે "યહોવાહ તારો દેવ તારે સારૂ, તારી મધ્યેથી, તારા ભાઈઓમાંથી, મારા જેવો એક પ્રબોધક ઊભો કરશે" (પુન. ૧૮; ૧૫) તેનું તે તો પ્રતિરૂપ છે.

**હારૂનનું મરણ**—કાદેશની થડમાં, કોઈક સ્થળે પેત્રા આગળ, હોર પર્વતના શિખર પર હારૂનનું મરણ થયું. P લેખક ઈસ્રાએલના સૌથી પહેલા પ્રમુખયાજકના મરણ વિષે બહુ અસરકારક હેવાલ આપે છે. જે જે પહાડોનું વર્ણન, અને મરણપ્રસંગોનું વર્ણન શાસ્ત્રમાં આવે છે, તેમાંનો આ પણ એક પહાડ છે, અને આ પણ એક મરણપ્રસંગ છે. મુસા, હારૂન અને એલઆઝાર પહાડ પર ચઢયા; અને એક માણસ કે

એક પેઢી પોતાનું કામ અને ગૌરવ બીજાને કેવી રીતે સોંપે છે તે દર્શાવનાર ક્રિયા તરીકે હારૂનનું યાજકવસ્ત્ર ઉતારીને તેના દીકરાને તે પહેરાવવામાં આવે છે. આવી રીતે યાજકપદ હારૂન પાસેથી તેના દીકરાને મળ્યું. અજાયબ જેવું એ છે કે પહાડ પર તેઓની છેલ્લી વાતચિત શી થઈ, મરણ કેવી રીતે થયું, અને હારૂનના ભાઈ તથા દીકરાએ કરેલો શોક, એ બધામાંથી કશું જ આપણને કહેવામાં આવ્યું નથી. આપણે પોતે જ તે કલ્પી લેવાનું છે. માત્ર એટલું જ લખવામાં આવ્યું છે, કે "ત્યાં પર્વતના શિખર પર હારૂન મરી ગયો; અને મુસા તથા એલઆઝાર પર્વત પરથી ઊતર્યા" (૨૦; ૨૮). કેટલી બધી સરળતાથી થોડા શબ્દોમાં ઘણું કહેવામાં આવ્યું છે. JE હારૂન વિષે કંઈ સ્તુતિપાત્ર વાત જણાવતો નથી; પરંતુ P જણાવે છે, કે હારૂનને યાજકવર્ગના પ્રથમ હોવાનું માન ઘટે છે. "ગીતશાસ્ત્ર"માંનાં ઘણાંખરાં ગીતોમાં પણ તેના વિષે લાગણી અને માનસહિત લખવામાં આવ્યું છે. ગી. શા. ૧૦૬; ૧૬માં તેને "યહોવાહનો ભકત હારૂન" કહેલો છે. હારૂનને પણ પ્રભુએ તેડું આપેલું હતું, અને તે તેડાનો તેણે સ્વીકાર કર્યો હતો. અમાલેકીઓની સાથે લડાઈ ચાલતી હતી ત્યારે તેણે મુસાના હાથ ઊંચા રાખવામાં ટેકો આપ્યો હતો. મોટી મરકી ચાલી ત્યારે તે "જીવતાંઓ તથા મૂએલાંઓની વચમાં ઊભો" રહ્યો હતો, અને તેની મધ્યસ્થતાથી મરકી બંધ પડી હતી અને લોકો બચી ગયા હતા, તોપણ તેના જીવનમાં તેને કેટલાંક કલંક વળગ્યાં હતાં, અને તે પરથી તે કેટલી દુર્બળતાથી ઘેરાએલો હતો તે જણાય છે. તેનામાં નૈતિક સ્થિરતા ને હિમ્મતનો અભાવ હતો (પ્રકરણ ૧૪મું), વળી તેનાં પુત્રપરિવારને તેણે અઘટિત છૂટ આપી હતી (પારકો અગ્નિ ચઢાવ્યાથી તેના બે દીકરા નાશ પામ્યા હતા; ગણના ૩; ૪). હેબ્રીઓના અગિયારમા અધ્યાયમાં વિશ્વાસના વીરોની જે લાંબી નામાવલિ આપેલી છે, તેમાં હારૂનને સ્થાન નથી.

**આગીઆ સર્પો**—હવે જે નવી પેઢી થઇ હતી તેણે કનાન પર ચઢાઈ કરવાના પુનર્પ્રયત્નનો નિશ્ચય કર્યો, પરંતુ આ વખતે તેમણે પૂર્વે તરફથી હલ્લો કરવાનું ઠરાવ્યું, કારણ કે પ્રથમ પ્રયત્ન દક્ષિણ તરફથી કરવામાં આવ્યો હતો, ને તે નિષ્ફળ નીવડયો હતો. પાલેસ્ટાઇનની પૂર્વે

મોઆબ દેશ આવેલો હતો, ત્યાંથી તેઓને ચઢાઈ કરવી હતી, પરંતુ ત્યાં જવાને માટે તેમને અદોમ દેશ ઓળંગવો પડતો હતો, પરંતુ અદોમે તેમને પોતાની હદમાં થઈને જવા દેવાની ના પાડી, તેથી મોઆબ પહોંચવાને તેમને બીજો લાંબો રસ્તો લેવો પડયો. હવે આ મુસાફરી દરમિયાન લોકો અધીરા અને નાસીપાસ થઈ ગયા; "રસ્તા[ની લંબાઈ]ના કારણથી લોકોનો જીવ બહુ અધીરો થયો" (૨૧; ૪). તેઓને આવી અધીરાઈની શિક્ષા કરવાને માટે તેઓમાં સર્પો મોકલવામાં આવ્યા. એ સર્પોને "આગીઆ સર્પો" કહે છે, કારણ કે એ સર્પોના ડંસથી ડંસેલી જગાએ બહુ જ બળતરા થતી હતી અને તે ભાગ ફૂલી જતો હતો. પરંતુ આટલા વખતમાં લોકો પર જે આપદાઓ આવી હતી તેથી તેઓ કંઈક ધડાયા અને શુદ્ધ થયા હતા ખરા, અને તેઓની પ્રેરકબુદ્ધિ એટલી જાગૃત થઈ હતી, કે પોતા પર આ દુઃખ શા માટે આવ્યું છે તે તેઓ સમજી ગયા; તેથી તેઓ મુસાની પાસે આવ્યા, તેની આગળ પોતાનું પાપ કબૂલ કર્યું, અને તેને વિનંતી કરી, કે આ મરકીનું નિવારણ થાય એવી પ્રાર્થના તું કર. "યહોવાહની પ્રાર્થના કર, કે તે અમારી પાસેથી સર્પોને દૂર કરે" (૨૧; ૭). પ્રભુની સૂચનાથી મુસાએ એક પિત્તળનો સર્પ બનાવ્યો, અને તેને એક ઝૂંડા પર ગોઠવીને ઊંચો કર્યો. આ તો એક ધાર્મિક એંધાણ હતું, કે જે પરથી, પ્રભુ, જેણે તેઓને જખમી કર્યા હતા અને જે સાજા પણ કરી શકે છે તેની તરફ તેમનું હૃદયાકર્ષણ થાય—"જો કોઇ માણસને સર્પ કરડયો હોય તો તે પિત્તળના સર્પને જોતો એટલે તે જીવતો રહેતો" (૨૧; ૯). ત્યાર પછીના હેબ્રી સાહિત્યમાં આ એંધાણનો ખુલાસો આવી રીતે આપવામાં આવેલો છે: "વાંકડીઆ સર્પના કરડવાથી જ્યારે તેઓ નાશ પામ્યા, ત્યારે તારો કોપ સદા સુધી રહ્યો નહિ; પરંતુ તેઓને થોડી મુદ્દત હેરાન કરવામાં આવ્યા, કે જેથી તેઓને ઉદ્ધારનું એંધાણ મળે અને એમ તેઓને શિખામણ મળે; કારણ કે જે કોઇ તેની (ઉદ્ધારના એંધાણ) ભણી ફરતો તે, જે વસ્તુને તે જોતો નથી તેથી તે બચાવ પામતો એમ નહિ, પરંતુ તું જે સર્વનો ત્રાતા કે ઉદ્ધારક છે તેનાથી [બચાવ પામતો]" (જ્ઞાનશાસ્ત્ર ૧૬). એંધાણો ગમે તેટલાં ઉપયોગી અને શોભાયમાન

હોય, પણ તેનું પરિણામ એવું આવવાનો સંભવ છે, કે જે વસ્તુસૂચક તે હોય તે વસ્તુની જગા તે કાલાંતરે લઇ બેસે છે. શરૂઆતે તો તેનો એ ઉપયોગ હોય છે કે તે આપણા વિશ્વાસને સહાય્યકર્તા નીવડે અને જે ખરો સહાયક છે તેની પાસે જવાનો માર્ગદર્શક બને, પરંતુ કાળાંતરે તે એવી ગરજ સારવાનું મટી જઇને પોતે જ સહાયકનું સ્થાન લઇ બેસે છે, અને મૂર્તિ બની બેસે છે. જેમ દીવો બુઝાઇ ગયા પછી દીપવૃક્ષ સન્માનપાત્ર થઇ બેસે, તેના જેવું એમાં પણ બને છે. એજ પ્રમાણે આ પિત્તળનો સર્પ પણ જમાના વીતતાં પૂજનીય પાત્ર થઈ પડયો. પણ ઘણી મુદત પછી યહુદી પ્રજા પર એક ધર્મસુધારક રાજા થયો. તેનું નામ હિઝકીયાહ હતું. તેણે "મુસાએ બનાવેલા પિત્તળના સાપના ટુકડેટુકડા કરી નાખ્યા...અને તેનું નામ નહુશ્તાન પાડયું" (૨ રાજા. ૧૮; ૪). "નહુશ્તાન"નો અર્થ "માત્ર પિત્તળની વસ્તુ, બીજુ કંઈ નહિ" એવો થાય છે. "પિત્તળના સાપ"નો ખરો અર્થ શો થાય છે તે આપણા પ્રભુએ બતાવેલો છે: "જેમ મુસાએ રાનમાં સર્પને ઊંચો કર્યો, તેમ માણસના દીકરાને ઊંચો કરાવાની જરૂર છે; એ માટે કે જે કોઇ વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે તેનામાં અનંતજીવન પામે" (યોહાન ૩; ૧૪, ૧૫). પિત્તળનો સાપ નિર્જીવ અને શક્તિહીન હતો. પાપ પણ એવું જ છે, તેને હરાવીને તેને નિર્જીવ કરવામાં આવેલું છે, અને તેનો ડંખ દૂર કરીને તેને શક્તિહીન કરવામાં આવેલુ છે. આવી રીતે ખ્રિસ્તી માણસને માટે તો પિત્તળના સાપનું પુરાતન એંધાણ તે વધસ્તંભે જડેલા ત્રાતાનું અમર પ્રતિરૂપ થયું છે.

## પ્રકરણ ૧૯મું

# બલઆમ

(ગણના અધ્ય. ૨૨, ૨૩)

**કૂવાનું ગીત**—ઈસ્રાએલની આખી જમાત હવે મોઆબ દેશની સરહદ સુધી આવી પહોંચી હતી. મોઆબ દેશ કનાન દેશની અગ્નિકોણે આવેલો હતો, અને ત્યાંથી મૃત સમુદ્ર નજરે પડતો હતો. મોટું ભયાનક અરણ્ય તેઓની પછવાડે રહ્યું હતું, અને તેમની આજુબાજુ ઘણે દૂર સુધી ફળદ્રુપ ખેતરો અને દ્રાક્ષાવાડીઓનો દેખાવ દૃષ્ટિગોચર થતો હતો. પાણીના રસ્તાઓ પણ પુષ્કળ હતા. અહીં ઈસ્રાએલીઓની એક જાતની સ્થિતિનો અંત આવતો હતો, અને બીજી જાતની સ્થિતિની શરૂઆત થતી હતી. એટલે તેઓની હાડમારીઓનો અંત આવ્યો હતો, અને નવા તથા વિજયવંત સમયનો સમારંભ થતો હતો. અરણ્યમાં તો તેઓ વારેવારે કચકચ કરતા હતા, પરંતુ હવે ગાયનો ગાવાનો વખત આવ્યો હતો. એ ગાયનો ઘણેભાગે "યહોવાહનો યુદ્ધગ્રંથ" અને "યાશાર" નામનાં પુસ્તકોમાંથી લીધેલાં હશે. એ ગીતસમૂહમાંનું સોથી સુંદર તે "પાણી ભરનારાઓ"નું ગીત છે, જે ઘણેભાગે "કૂવાનું ગીત" એ નામે ઓળખાય છે (ગણના ૨૧; ૧૭, ૧૮). તે ગીત નીચે પ્રમાણે છે:—

"હે કૂવા, તારાં ઝરણ ફોડ,<br>
તેને તમ ગાયન કરો;<br>
જે કૂવો અધિપતિઓએ ખોદ્યો,<br>
જે [કૂવો]......લોકના આગેવાનોએ પોતાની લાકડીઓથી ખોદ્યો<br>
તેને [ગાયન કરો]."

સ્ત્રીઓ પોતાનું નિત્યનું ઘરકામકાજ કરતી વખતે આ ગીત ગાતી હોય એમ લાગે છે, અને એવી રીતે પાણી ભરવાના સાધારણ કામને આનંદથી

કરતાં જે સાધારણ છે તેને તેઓ સ્તુતિપાત્ર બનાવે છે. પાણી ભરવાનું કામ ઘણી સખત વેઠ જેવું લાગે છે, પણ હવે તે વેઠ જેવું રહ્યું નથી, કારણ કે કામ કરનારાઓનાં હૃદયોમાં સેવા કરવામાં જે આનંદ રહેલો છે તે ભરાયો છે, અને એથી તેમનામાં સારી પ્રજાકીય ભાવના અને અન્યોન્ય આધારની વૃત્તિઓ ઉપજી છે. હવે આપણે જોઇએ છીએ, કે તેમનામાં ઝઘડા, વિખવાદ અને અદેખાઇ, એવું કંઇ નથી, પરંતુ ઇસ્રાએલને માટે જે કંઇ શુભ અને હિતકર છે, તેમાં તેઓ સર્વનો સહકાર અને સંસર્ગ જોવામાં આવે છે.

"ત્યારે તો મોટો માણસ પોતાના ગરીબ ભાઇને મદદ કરતો,
અને ગરીબ માણસ પોતાથી મોટા પર પ્રેમ રાખતો."

પાછલી પેઢીઓના પાણી ભરનારા જ્યારે જ્યારે આ ગીત ગાતા, ત્યારે તેમને એ વાત યાદ આવતી, કે અમારો કૂવો ખોદનારા માણસો લોકોના આગેવાનો હતા; વળી તેઓને એ પણ યાદ આવતું હતું, કે જે કામ હાલમાં વેઠ કરવા જેવું લાગે છે તે શરૂઆતે તો નવી યોજના હતી, અને એ પરથી એ કામની શરૂઆત કરનારાઓનો ઉત્સાહ, કુલીન સ્વભાવ, સ્વાર્પણ અને ભ્રાતૃભાવ કેવાં હતાં તે દેખાય છે.

**મહેણારૂપ ગીત**—હવે ઇસ્રાએલમાં જે ખાતરી ઉપજી છે તે બીજા એક ગાયનમાં દર્શાવવામાં આવેલી છે (ગણના ૨૧; ૨૭–૩૦). એ તો ગરબો ગાનારીઓનું મહેણારૂપ ગીત છે, અને એમાં અમોરીઓ ઉપર જે વિજય મેળવવામાં આવ્યો હતો તે જણાવેલો છે. તેઓને કટાક્ષથી આમંત્રણ આપવામાં આવે છે, કે "તમે હેશ્બોન આવો." જેમાં માણસો આશ્રય લઈ શકે નહિ અને જેનો ફરીથી જીર્ણોદ્ધાર થઈ શકે નહિ એવું શહેર તે થઈ ગયું હતું, કેમકે "હેશ્બોનનો નાશ થઈ ગયો છે."

**બલઆમની વાર્તા**—પરંતુ આ સમયનાં, અને આ મુસાફરીનાં જે સૌથી વધારે ધ્યાન દેવા જોગ પદ્યો છે તે તો બલઆમે દેવવાણી તરીકે ઉચ્ચારેલાં પદ્યો છે. આ માણુસ તો બે મનવાળો અને સમજી ન શકાય એવો હતો (ગણના ૨૨).

બલઆમની વાર્તા જેટલી મનરંજક છે તેટલી જ તે સમજવી મુશ્કેલ પણ છે. સમજવાની મુશ્કેલીનું કારણ તો એ છે કે બલઆમ સમજી ન શકાય એવી પ્રકૃતિનો હતો; પરંતુ એટલું જ કારણ નથી, બીજું પણ કારણ છે, અને તે એ કે જે જે મૂળ સાહિત્યો પરથી (J E D P) એ વાર્તા રચવામાં આવી છે, તેઓમાં અનુક્રમ બેસાડવામાં આવ્યો નથી, વળી ગદ્યમાં જે વાત છે તે કોઈ કોઈ બાબતે પદ્ય સાથે મળતી આવતી નથી. (J E) સાહિત્યો એકંદરે બલઆમની વિરૂદ્ધમાં બહુ નથી. (D)માં પહેલવહેલો બલઆમ પર લોભનો આક્ષેપ મૂકવામાં આવે છે (પુન. ૩૩; ૪. યહો. ૨૪; ૯), અને એનું અનુકરણ "નહેમ્યાહ"ના પુસ્તકમાં પણ કરવામાં આવેલું છે (નહે. ૧૩; ૨). પરંતુ ખાસ કરીને નવો કરાર તેને આપણી આગળ જે ધરે છે, તે તેની તરફેણમાં બિલકુલ નથી. નવા કરારમાં તો તેને દ્રવ્યલાલચુ ગણેલો છે (યહુદા ૨ અને ૨ પીતર ૨; ૧૫, ૧૬); વળી પ્રકટી. ૨; ૧૪માં તો તેને મૂર્તિપૂજા અને વ્યભિચારનો માર્ગ શિખવનાર તરીકે ગણીને નિંદી કાઢેલો છે, કારણ કે ત્યાં લખેલું છે, કે "એણે બાલાકને ઇસ્રાએલપુત્રોની આગળ ઠોકર મૂકવાનું શિખવ્યું કે તેઓ મૂર્તિઓનાં નૈવેદ ખાય અને વ્યભિચાર કરે."

હવે પછી જે ખુલાસો આપવામાં આવે છે તે આખા શાસ્ત્ર-પુસ્તકમાં બલઆમ વિષે જે કહેલું છે તે પરથી જે દેખીતી વાત લાગે છે તેને આધારે જ આપવામાં આવેલો છે. તેમાં એવું બતાવવામાં આવેલું છે કે બલઆમ જેવા માણસો આજે પણ છે. જેવી સ્થિતિ અને જેવું ભાવિ હાલમાં અથવા ભવિષ્યમાં આપણું કે આપણા સાથીભાઇનું બનવાજોગ છે, તેવી નૈતિક સ્થિતિ અને તેવું આધ્યાત્મિક ભાવિ બતાવવાનો અમારો હેતુ છે.

ઈસ્રાએલપુત્રો જ્યારે અમોરીઓનો નાશ કરતા હતા ત્યારે પડોશમાં રહેનાર મોઆબીઓ તે જોઈ રહેલા હતા અને ખુશી થતા હતા. મોઆબીઓની વતી એ કામ ઈસ્રાએલપુત્રો કરે એમાં મોઆબીઓને ચોક્કસ ફાયદો જ હતો. પણ જ્યારે મોઆબ ઉપર જ ચઢાઇ આવી, ત્યારે તેનો રાજા ગભરાઈ ગયો, અને પોતાનાં મિત્રરાજ્યોની મદદ શોધવા

લાગ્યો. તે જમાનામાં જાદુકળા બહુ બળવાન ગણાતી, અને જાદુકળા જાણનાર કોઈ માણસ જો કોઈનો સહાય્યક હોય, તો તેવો માણસ જેટલો કામનો અને માનનીય ગણાતો તેટલો બીજો કોઇ ગણાતો નહિ. કારણ કે ત્યારના લોકો એવું માનતા હતા કે એ ઇલમ જેની પાસે હોય તે તો શત્રુ પર જાદુબળ અજમાવી શકે કે જેથી શત્રુનો સંહાર થાય અથવા તો તે શત્રુને શાપ દે, તો તે પણ ફળ્યા વગર રહે નહિ. તે વખતે બલઆમ નામનો એક માણસ હતો, જે શકુન જોનાર તરીકે સર્વ દેશોમાં બહુ પ્રસિદ્ધ થએલો હતો. આ માણસ મોઆબના રાજા બાલાકને યાદ આવ્યો. તેનાં ધંતરમંતર બહુ જ કાર્યસાધક ગણાતાં હતાં. તેથી બાલાકે બલઆમ "પ્રબોધક"ની પાસે સંદેશિયા મોકલ્યા, અને શકુન જોનારને જે ભેટ આપવી જોઇએ તે પણ તેઓની સાથે મોકલી. તેઓની સાથે બાલાકે આવો સંદેશો કહેવડાવ્યો, કે "કૃપા કરીને આવ, આ લોકને મારે સારૂ શાપ દે" (૨૨ ; ૬).

આ સંદેશીઆઓ આવ્યા, પરંતુ તેઓના આવવાથી બલઆમ તેની જિંદગીની જેવી મોટી અને ખરી કટોકટીની ઘડીમાં આવી પડયો, એવી ઘડી તો એને એની જિંદગીમાં અગાઉ કદી નહિ આવી હોય. તેને તેઓની સાથે જવું હતું ખરૂં, પરંતુ તેના મનમાં તેને એવી ખાતરી થએલી હતી—ઇશ્વર તરફથી પ્રકટીકરણ થએલું હતું કે ત્યાં જવું નહિ. તેથી સંદેશીઆ જે આમંત્રણ લઇને આવ્યા હતા તેનો તેણે અસ્વીકાર કર્યો. પહેલી વાર તો તેણે તેમની સાથે જવાની ના પાડી ખરી, તોપણ તેણે સંદેશીઆઓને કહ્યું, કે તમે એક રાત મારે ત્યાં વધારે રહો, "કે યહોવાહ મને **બીજું** શું કહે છે તે હું જાણું" (૨૨ ; ૧૯). તેઓની સાથે નહિ જવું, એવો જે તેણે પહેલો ઠરાવ કર્યો હતો, તેને વળગી રહેવાને બદલે તેણે તે બાબત વિષે મન સાથે ફરીથી વિચાર કરવાનું અને પ્રાર્થના કરવાનું ધાર્યું. તેને પોતાને મન સાથે એમ લાગ્યું હતું કે, હું જાઉં તો તે ખોટું છે, તોપણ તેનું મન તેને જેમ કહેતું હતું તેમ તે કરવા ખુશી નહોતો. બીજી રાતે તેને બાલાકને ત્યાં જવાની પ્રભુ તરફથી રજા મળી, અથવા ખરૂં કહીએ તો, તેણે એવું ધારી લીધું કે, મને જવાની પરવાનગી મળી છે. પરંતુ એ તો આપણી પ્રાર્થનાઓમાં

આપમતલબીપણાને લીધે જે શંકા અને અસ્થિરતા પેસી જાય છે તેજ છે. એ તો જે અનુભવ થયો તેને ભૂલભરેલી રીતે સમજવા બરોબર જ છે. માણસની નીતિવિષયક કર્તવ્યતાના સંબંધમાં, પ્રભુ એક રાતે "ના" પાડે અને બીજી રાતે "હા" પાડે, એવું કદી બને જ નહિ. પ્રભુ એવું કરે જ નહિ. તેની "ના" તે હમેશાં ના છે, અને "હા" તે હમેશાં હા છે. બલઆમને જે બાબતનો નિષેધ કરવામાં આવ્યો હતો તે વિષે તેણે જ્યારે ફરીથી વિચાર કરવાનું કહ્યું ત્યારથી જ તેનું પતન ખરેખરૂં થઈ ચૂક્યું હતું. અનીતિ તરફ બલઆમનું વલણ હતું તો ખરૂં જ, માટે એ પોતાની સ્થિતિને લીધે યહોવાહ તરફથી તેને જે જવાબ પામવાની આશા હતી તેજ જવાબ મને મળ્યો છે એમજ તેને લાગ્યું. આ વાત જે કોઈ પોતાના હૃદયની સ્થિતિ જાણે છે તે સહેલાઈથી સમજી શકે.

બીજે દિવસે સવારે ઉઠીને બલઆમ જાદુગર તથા તેને તેડવાને આવેલા સંદેશિયાઓ મોઆબના રાજા પાસે જવાને નીકળ્યા. ફરીથી બલઆમને આ કામ કરતો અટકાવવાને પ્રભુએ પ્રયત્ન કર્યો. બલઆમ ચાલ્યો જતો હતો, ત્યારે રસ્તે એ દ્રાક્ષાવાડીઓની વચ્ચે એક સાંકડી ગલી આવી, તેમાં થઇને તેને જવાનું હતું. ત્યાં તેનો માર્ગ રોકવાને પ્રભુનો એક દૂત ઊભો રહેલો હતો, તેને જોઇને જે ગધેડી પર બલઆમ બેઠો હતો તેને માણસની પેઠે વાચા થઇ, અને બલઆમ જે મૂર્ખાઇ કરતો હતો તેને લીધે ગધેડીએ તેને વાર્યો. દરેક દેશની પુરાતન દંતકથાઓમાં, પશુ-પક્ષીઓને માણસની પેઠે બોલતાં વર્ણવેલાં છે, જેમકે "ઉત્પત્તિ"ના પુસ્તકમાં સાપ આપણાં પ્રથમ માબાપની સાથે વાતચીત કરી રહેલો જણાય છે. હંસ નળરાજાની સાથે વાતચિત કરે છે. હોમર નામનો એક પ્રખ્યાત ગ્રીક કવિ કહે છે, કે એક વખતે આખીલીસની સાથે તેના જલદ ઘોડાએ વાત કરી હતી. આનો અર્થ સાફ છે. જે પાઠ બલઆમ અભ્યંતરની કૃપાવંત શિસ્ત વડે શીખી ન શક્યો તે તેને પોતાને ન ગમે એવી બાબ્ અને પોતાનું માન ઉતારે એવી કઠોર શિસ્ત વડે શીખવું પડયું.

મારી મુસાફરી પ્રભુની ઇચ્છા પ્રમાણે નથી, એવી ચેતવણી પામીને બલઆમ બાલાકની પાસે આવ્યો, અને તેઓ બન્ને સાથે કિર્યાથ-હુસોથ

નામની જગાએ આવ્યા. જો કે બલઆમ આટલી હદ સુધી પહોંચ્યો છે તોપણ સ્વર્ગીય દર્શન ન માનવું એવું તેના મનમાં નથી. કારણ કે તે બાલાક રાજાને અગાઉથી જ કહી દે છે, કે "જે વાત ઈશ્વર મારા મુખમાં મૂકે, તેજ હું બોલીશ" (૨૨ ; ૩૮).

હવે જાદુગરને જેના પર જાદુમંત્ર અજમાવવો હોય, તેના પર તે અજમાવે તે પહેલાં તેણે તેને બરાબર જોવો જોઇએ. એટલે જેના પર જાદુબળ અજમાવવાનું છે તેની ખરી સ્થિતિ જાદુગરના ધ્યાનમાં ઊતરવી જોઇએ તેથી બાલાક રાજા બલઆમને ત્રણ જુદી જુદી જગાએ લઈ ગયો. એ ત્રણે જગાએથી ઇસ્રાએલીઓની છાવણી બરાબર જોઈ શકાતી હતી. આ અવલોકન સ્થળે આવીને બલઆમે ઈશ્વરના ફરમાવ્યાથી ઇસ્રાએલને શાપને બદલે નર્યો આશીર્વાદ જ આપ્યો. પહેલા અવલોકન સ્થળે આવ્યો અને જ્યારે તેણે પ્રભુથી આશીર્વાદિત થએલા લોકોને જોયા ત્યારે તેણે ઉચ્ચાર્યું, કે "મારો પ્રાણ ન્યાયીને મોતે મરે, ને તે(મ)ના જેવો મારો અંત આવે!" (૨૩ ; ૧૦). બીજા અવલોકન સ્થળે બલઆમ ગયો, ત્યારે પ્રભુએ ઇસ્રાએલને જે જે મહાન વચનો આપ્યાં હતાં તે વિષે વિચાર કરતાં કરતાં તેણે કહ્યું, કે "શું પોતાનું બોલવું પ્રભુ પૂરું નહિ કરે?" (૨૩ ; ૧૯). બલઆમને માલૂમ પડી ગયું કે પ્રભુનું વિશ્વાસુપણું આ લોકોને ઘેરી રહેલું છે, અને તે વિશ્વાસુપણું અવિકાર્ય અને શાશ્વત છે. "હેબ્રીઓને પત્ર"માં લખ્યું છે, કે "જેણે વચન આપ્યું તે વિશ્વાસયોગ્ય છે" (હેબ્રી. ૧૦ ; ૨૩). બલઆમે ત્રીજે સ્થળે આવીને તો સમાધિ ચઢાવી, આંખો બંધ કરી, પરંતુ સર્વસમર્થ પ્રભુનું દર્શન જોવા આંતરિક આંખો ઉઘાડી રાખી. અને પ્રભુએ ઇસ્રાએલને સારૂ જે જે તૈયાર કરી રાખ્યું હતું તે બધું એ દર્શનમાં તેણે જોઇ લીધું, અને પછી છેવટે તે બોલ્યો, કે "જે તને આશીર્વાદ આપે, તે સર્વ આશીર્વાદિત થાઓ ; અને જે તને શાપ દે, તે શાપિત થાઓ" (૨૪; ૯). પરંતુ આવું કરવા સારૂ બાલાકે બલઆમને બોલાવ્યો નહોતો. બલઆમે શાપ દેવાને બદલે ઇસ્રાએલને ત્રણ વખત આશીર્વાદ આપ્યો, તેથી ગુસ્સે થઇને બાલાક તેને કાઢી મૂકવા જાય છે, એટલામાં બાલાકે તો કહ્યું એ નથી અને બલઆમ એક ચોથું આશીર્વચન ઉચ્ચારે છે:

"યાકૂબમાંથી તારો ઝબકી નીકળશે; ને ઈસ્રાએલમાંથી રાજદંડ ઊભો થશે, ને મોઆબના ખૂણાઓને વિંધી નાખશે; ને શેથના સર્વ દીકરાઓનો નાશ કરશે" (૨૪; ૧૭).

અત્યાર સુધી તો બલઆમે ઈસ્રાએલને આશીર્વાદ જ આપ્યો છે. પરંતુ કેવા ભાવથી તેણે આશીર્વાદ આપ્યો? તે પ્રભુની ઇચ્છાને આજ્ઞાધીન રહ્યો ખરો, પરંતુ એ તો પ્રેમહીન આજ્ઞાધીનતા હતી. તેણે જે આશીર્વચનો ઉચ્ચાર્યાં તે પરથી તો તેનું મન કેટલું શુદ્ધ અને પ્રામાણિક હતું તે દેખાય છે ખરૂં, પરંતુ આથી તેના મનને કંઇ સંતોષ નહોતો. સંતોષ ક્યાંથી હોય! તે બાલાકના બોલાવ્યાથી આવ્યો હતો, અને જે કામે તેને બોલાવવામાં આવ્યો હતો તે કામ તો પાર પડયું નહોતું, એટલે તેને સંતોષ ન જ હોય એ સ્વાભાવિક છે. એણે આશીર્વાદો ઉચ્ચાર્યા હતા ખરા, પરંતુ તે ન છૂટકે. તેના મનમાં હવે આ વિચાર ઘોળાયા કરે છે, કે ઇસ્રાએલીઓને જો કોઈ શત્રુ કે બહારનો માણસ શાપ દઇ ન શકે તો ભલે, પરંતુ શું તેઓને એવી કોઇ રીતે પરીક્ષણના પાશમાં ન સપડાવાય કે જેથી તેઓ પોતે જ પોતાને માથે શાપ વહોરી લાવે? હવેથી પરીક્ષણ પામેલો બલઆમ પોતે જ અન્યનું પરીક્ષણ કરનાર થાય છે. આ તો દુષ્ટતાના અગાધ ખાડામાં પડયા બરોબર છે. બલઆમની કુયુક્તિથી ઇસ્રાએલીઓને મૂર્તિપૂજકોની અનીતિમાન ભજનસેવામાં સંડોવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. ઇસ્રાએલીઓ આ પરીક્ષણને વશ થયા, અને એમ કરીને પોતાનાં જ પાપે તેઓ શાપિત થયા. ત્યાર પછી મિદ્યાની લોકો સાથે લડાઈ થઈ તેમાં બલઆમ જે લોકોને તેણે આશીર્વાદ આપ્યો હતો તેઓની જ સામે લડતાં મરણ પામ્યો: "વળી તેઓએ બેઓરના દીકરા બલઆમને તરવારથી મારી નાખ્યો" (ગણના ૩૧; ૮).

**બલઆમનું ચારિત્ર્ય**—બલઆમને બાઇબલમાં જેવો વર્ણવેલો છે તેવાં માણસો આજે દુર્લભ નથી. આજે પણ છે. તેના મનમાં જાતજાતની મતલબો હતી, અને એવી અનેક મતલબોને કારણે તેનું મન અસ્થિર થએલું હતું. કયો રસ્તો લેવો અને કયો તજવો એ તેને સૂઝતું નહોતું. એક તો તેના મનમાં દ્રવ્યલોભ હતો (આ વિષે ઘણાનું માનવું એવું છે કે તે એવો દ્રવ્યલોભી ન હતો). બીજું એ કે એને સંદર્શનિક

તરીકે ખ્યાતિ મેળવવી હતી, અને મેળવેલી ખ્યાતિ ટકાવી રાખવી હતી; મોઆબના રાજા સાથે એને સારાસારી રાખવી હતી; એ ઉપરાંત માણસો ઉપર તેને છાપ બેસાડવી હતી. આવાં આવાં અનેક કારણોને લીધે તે બાલાકને ત્યાં જવાને ઉશ્કેરાયો હતો. બલઆમ ઘણી રીતે સારો છે, તેમજ ઘણી રીતે ખરાબ પણ છે. "દેહ આત્માની વિરૂદ્ધ ઇચ્છા કરે છે, અને આત્મા દેહની વિરૂદ્ધ" (ગલ. ૫ ; ૧૭). રોમનો એક કવિ પોતા વિષે એવું કહે છે, કે "શું સારૂં છે તે હું જોઉં છું, હું તે પસંદ પણ કરૂં છું, તો પણ જે ભૂંડું છે તેજ હું કરૂં છું." બલઆમને જે અનુભવ થયો તે આવો છે: ખરેખરૂં અને યોગ્ય રીતિએ શું કરવાનું હતું તે બલઆમ પૂરી રીતે સમજતો હતો. તેથી તેની ફરજ સંદેશીઆ-ઓની સાથે જવાની ચોકખી ના પાડવી એ હતી, પરંતુ તેના મનમાં એવું થતું હતું, કે એ "ના"નું "હા" શી રીતે થઇ શકે? "ના જવું" એ તેની ફરજ હતી, પરંતુ "જવું" એ તેનું મન હતું. ના જવું જોઈએ છતાં જવું, અને તોએ ખરા માર્ગમાં છું એમ તેને લાગે, એનો ઇલાજ તે શોધતો હતો. તેની ઇચ્છાને દાબી નાખનારો અને અંકુશમાં રાખનારો જે અવાજ તેના અસ્થિર હૃદયમાંથી નીકળતો હતો તે અવાજને કેવી રીતે દાબી દેવાય અથવા તેને આઘો કરાય, એ રસ્તો તેને જોઇતો હતો. તેથી તેણે બિશપ બટલરના કહેવા પ્રમાણે, એવી એવી રીતો ખોળવા માંડી કે જેમાં તેની ફરજનો, તેમજ જે ભૂંડું તેને કરવું હતું, તે બન્નેનો સમાવેશ થઇ જાય. એટલે ભૂંડું કરવાની તેની ઇચ્છા પાર પડે અને સાથે સાથે ફરજ બજાવી છે એમ પણ કહી શકાય. પણ એમ શી રીતે બની શકે? શું ભૂંડું કરવા જતાં કોઈ પણ ફરજ અદા કરી શકાય? મોઆબ જવાનું પ્રભુએ એને ચોકખું ના કહ્યું છે (૨૨ ; ૧૨), તોપણ તેને તો જવું છે, અને ત્યાં જઇને, શું કરવું જોઈએ તે પૂરી રીતે જાણ્યા છતાં, ખોટું કામ કરવું છે. આનું નામ તે અડધા પ્રભુના અને અડધા શેતાનના. આનું જ નામ તે પ્રેરણા વિરૂદ્ધનું કામ. કાર્ડિનલ ન્યુમાન કહે છે, કે "આ વાતમાં બલઆમનું જે પાપ હતું તે એ, કે તેને જે પહેલું કહેવામાં આવ્યું તે પ્રમાણે તેણે કર્યું નહિ. ઘણી વાર લોકો એવું કહે છે કે, કોઈ કોઇ બાબતમાં જે પાછળથી આવેલા વિચારો હોય છે તે ઉત્તમ અને કાર્યમાં મૂકવા લાયક વિચારો

હોય છે. કોઇ પણ વાતનો ફેંસલો આપવાની બાબતમાં એમ હોય ખરૂં, પરંતુ જ્યાં પ્રેરકબુદ્ધિની વાત આવી ત્યાં એવું નથી; ત્યાં તો પ્રથમ વિચારો એજ પસંદનીય વિચારો છે. જ્યાં કર્તવ્ય અને અકર્તવ્યનો સવાલ આવ્યો ત્યાં તો પહેલા વિચારો એજ શ્રેષ્ઠ વિચારો, અને તેમાં દિવ્ય પોકાર વિશેષ સમાયલો હોય છે."

આપણે શું કરવું જોઇએ એ બાબત દીવા જેવી સ્પષ્ટ હોય, તેમ છતાં તે વિષે પ્રાર્થના કર્યા કરવી, એ ઇશ્વિરનું અપમાન કરવા જેવું છે. અમુક બાબત વિષે પ્રાર્થના કર્યા કરવાથી જેમ આપણે આપણું વલણ સુધારી શકીએ છીએ, તેમજ પ્રાર્થના કર્યા કરવાથી ઘણી વાર આપણે સારા વલણ પરથી ખરાબ વલણ પર પણ વળી જઈએ છીએ. અસ્થિર મનવાળો માણસ ખરૂં શું અને ખોટું શું એ બાબત વિષે મુંઝવણમાં પડે છે, અને આખરે જે ખોટું હોય છે તેજ તેને સારૂં અને અનુકરણીય લાગે છે. બલઆમે એક પછી એક જુદાં જુદાં અવલોકન-સ્થાન બદલ્યાં, વેદીઓ પર વેદીઓ બંધાવી, અને અર્પણો પર અર્પણો ચઢાવડાવ્યાં, એ પરથી એના મનનું બેબાકળાપણું અને મનની વ્યાકૂળતા દેખાઇ આવે છે. તે જાણતો હતો કે હું પ્રભુના હાથમાં છું, પરંતુ તેને એ હાથોમાંથી છૂટા થવું હતું, અને તેનું જ એ બેબાકળાપણું હતું અને મનની વ્યાકૂળતા હતી. તે એવી પકડમાં પકડાયલો હતો કે એનાથી છટકી જવાય નહિ, તેથી તે સાચું બોલે છે ખરો, પરંતુ એ સાચું બોલવું તે કોના જેવું હતું? જેમ ગુલામ ન છૂટકે સાચું બોલે તેના જેવું હતું. એના સ્વતંત્ર મનમાંથી નીકળતી સચ્ચાઈ એ નહોતી. આખરે જે દાબ નીચે તે દબાયલો હતો તે તેના પરથી ઉઠાવી લેવામાં આવે છે, એટલે બલઆમ અત્યાર સુધી જે ખરા મનથી કરવા ઇચ્છતો હતો, પરંતુ દિવ્ય દબાણને લીધે કરી શકતો નહોતો, તે તે ખરેખરી રીતે કૃત્યમાં કરે છે. તેની સલાહથી લોકો પર શાપ આવ્યો. તે કહેતો હતો કે જે ખરૂં હશે તેજ હું બોલીશ અને તેજ હું કરીશ (૨૨ ; ૩૮). પરંતુ ઘણા માણસો પાપી કામ ન કરવું પડે કે પાપસ્થાને ન જવું પડે માટે તેથી દૂર રહેવાને ઘણો લાંબો અને ચકરાવાનો રસ્તો લે છે, પણ પછીથી જલદી ત્યાંથી પાછા વળે છે, રખેને પેલી તક જતી રહે! બલઆમ એવો માણસ

હતો. પહેલાં તેણે એવું દેખાડ્યું, કે પ્રભુ જે વાત કહેશે તેજ હું બોલીશ, અને એમ કર્યું પણ ખરૂં, પરંતુ પછીથી જે લોકોને તેણે કમને આશીર્વાદ દીધો હતો તેમની જ પાસે પાપ કરાવીને તેણે તેમને શાપિત કર્યાં. શું સારૂં હતું એ વિષે તેને સ્પષ્ટ અને પ્રબળ સૂચનાઓ મળી હતી, પરંતુ તેની સ્વાર્થી ઇચ્છા પણ એટલીજ પ્રબળ હતી, અને એ બન્ને સાચવવા જતાં આખરે તેણે જે ભૂંડું હતું તે કર્યું. હેબ્રીઓની ઇશ્વર-પ્રેરણા અને મૂર્તિપૂજકોની ઇશ્વરપ્રેરણામાં કેટલો બધો તફાવત છે તે આ વાર્તા પરથી બહુ સારી રીતે સમજાય છે, પરંતુ એ ઉપરાંત આ વાર્તા આપણને એવું પણ શીખવે છે, કે "શુભ ઇચ્છવું અને શુભ કરવું એ બે એક જ નથી" શુભેચ્છા રાખીએ એટલામાં જ અને શુભ કાર્ય થઈ ગયું એમ સમજવાનું નથી. શુભ ઇચ્છામાંથી ફળરૂપે શુભ કાર્ય નીપજવું જોઇએ.

## પ્રકરણ ૨૦મું

# મુસાનું મરણ—તેના ચારિત્ર્યની રૂપરેખા

(ગણના ૩૨; ૧-૨૩. પુન. ૩૪.)

**થોડામાં સંતોષ માને એવાં હેબ્રી કુળો**—ઇસ્રાએલે હવે યરદન નદીની પૂર્વ દિશાએ આવેલો ગિલઆદનો પ્રદેશ જીતી લીધો હતો. તે રસાળ, ફળદ્રુપ અને ખેતીવાડીમાં કામ લાગે તેવો પ્રદેશ હતો. એ જોઇને રેઉબેન તથા ગાદ કુળો અને મનાશ્શેહના અડધા કુળના લોકોની નજર બગડી. તેઓને એથી આગળ જવાની મરજી નહોતી, પરંતુ ત્યાંના બાગબગીચા, દ્રાક્ષાવાડીઓ, અને અનાજનાં ખેતરોમાં જ વસવાને તેઓ લલચાયા. યરદન નદીની પેલી મેર જે વચનનો પ્રદેશ હતો તેનો મોહ તેમને લાગ્યો નહિ. જેટલું મળ્યું એટલું જ લઇને બેસી રહેવાની તેમની દાનત હતી, અને એટલું મળે તેટલામાં જ તેઓ પોતાને ઉપકૃત થએલા સમજતા. જેઓ આવી રીતે જે ઉત્તમોત્તમ નથી પરંતુ તે કરતાં જે ઊતરતું છે તેથી જ મોહી પડે છે, તેઓના આત્માઓ આત્મિક સાહસો ખેડી શકતા નથી. "યાત્રાકારી"માં એક કૃત્રિમ મુસાફરની વાત આવે છે, તે ખ્રિસ્તીને કહે છે, કે "તમે એકલા જઇને મારે સારૂ એ દેશનો કબજો લો." જ્યારે ઉપરોક્ત અઢી કુળના લોકોએ એવી માગણી કરી, કે અમને ગિલઆદ દેશમાં રહેવા દો, ત્યારે એ સાંભળીને મુસાને ગુસ્સો ચઢયો, અને તેણે તેમને "ભૂંડાઓનાં ફરજંદ" (૩૨; ૧૪) કહ્યા. તે તેમને ગુસ્સાથી પૂછે છે, કે "શું તમારા ભાઇઓ લડાઇમાં જાય ને તમે અહીં બેસી રહેશો?" (૩૨; ૬). પરંતુ પાછળથી મુસાએ તેમની માગણી કબૂલ રાખી, પરંતુ તે એ શરતે કે જ્યાં સુધી આખી ઇસ્રાએલ કોમને રહેવાનું વતન મળે ત્યાં સુધી તેઓમાંના જે બળવાન પુરુષો હોય તેઓ, દેશ જીતવામાં બીજા ઇસ્રાએલીઓની કુમકે રહે. જો આ કરાર તેઓ તોડે, તો મુસાએ તેમને કહ્યું, કે "નિશ્ચે જાણજો કે તમારૂં પાપ તમને પકડી પાડશે" (૩૨; ૨૩).

બાઇબલમાં જે ઘણાં મહત્ત્વનાં વચનો ગણાય છે તેઓમાંનું એક આ પણ છે. ગમે તે જાતનું પાપ હોય પણ એ વાત ખરી છે, કે પાપ આખરે પાપ કરનારને નિશ્ચે પકડી પાડશે. પરંતુ ખાસ કરીને આપમતલબનું કે દગલબાજીનું કે વિશ્વાસઘાતનું પાપ હોય તો તો નિશ્ચે તે પકડી પાડ્યા વિના રહેવાનું જ નહિ. અઢી કુળે પોતા પર મુકાએલી શરત બરાબર પાળી, અને આપણને આગળ વાંચતાં માલૂમ પડશે કે તેઓના વિશ્વાસુ-પણાને લીધે તેમની પ્રશંસા કરવામાં આવે છે, અને યુદ્ધ પૂરૂં થયે, તેમને એ શરતના બંધનમાંથી માનભેર મુક્ત કરવામાં આવે છે (યહો. ૨૨; ૪). પરંતુ રેઉબેન, ગાદ અને મનાશ્શેહે જે ભૂમિ વગર વિચારે પસંદ કરી લીધી હતી તેનું ફળ તેમને ચાખવું જ પડ્યું. ઇસ્રાએલના ધર્મવિષયક વારસામાંથી તેઓએ પોતે પોતાને બાતલ કરી દીધા હતા, અને ઇસ્રાએલના પ્રજાસત્તાક તંત્રમાંથી તેઓ અળગા થયા હતા. જે આદર્શને તેઓએ અનુસરવું જોઈતું હતું તેને તેઓ પૂરી રીતે અનુસર્યા નહિ, એટલે એ આદર્શને પણ તેઓ ગુમાવી બેઠા. ઇસ્રાએલના ઉજ્જ્વળ ઇતિહાસમાં તેઓનો હિસ્સો નહિ જેવો જ હતો, અને વખત જતાં, આખરે તેઓ આજુબાજુના મૂર્તિપૂજક લોકોમાં ભળી ગયા.

**અફલિત આશા**—ઈસ્રાએલ કોમ અને કનાન દેશ, એ બેની વચમાં હવે માત્ર યરદન નદી જ રહી હતી. એ નદી ઓળંગી એટલે જાણે ઇસ્રાએલીઓએ કનાનમાં જ પગ મૂકયો. એ નદી પાલેસ્ટાઇન દેશની ઉત્તરેથી નીકળી દક્ષિણ ભણી જાય છે. એવી રીતે કુદરતી રીતે જ એ નદી વડે એ દેશના બે ભાગલા પડે છે એક પૂર્વનો અને બીજો પશ્ચિમનો. નદીની આ પાર રહીને તેઓ સામા કાંઠા ભણી જોતા હતા, ત્યારે કનાન દેશનાં સુંદર ક્ષેત્રો અને ટેકરીઓ તેમની નજરે પડતાં હતાં. એ જોઇને એ જગાઓએ તેમના પૂર્વજોને ઇશ્વર તરફથી જે વચનો મળ્યાં હતાં તે પણ તેમને યાદ આવ્યાં, કે "જે દેશ વિષે મેં ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા યાકૂબની આગળ સમ ખાઇને કહ્યું, કે તારા સંતાનને હું આપીશ, તે આ છે" (પુન. ૩૪; ૪). વળી અહીં જ રહીને મુસાએ પોતાને માટે અંગત પ્રાર્થના કરી હતી. મુસાએ જો નરી અંગત પ્રાર્થના કદી કરી હોય તો તે આ વખતે અને આ ઠેકાણે જ હતી: "કૃપા કરીને

મને પાર જવા દે, ને યરદનને પેલે પારનો ઉત્તમ દેશ, એટલે તે ઉત્તમ ઊંચ પ્રદેશ તથા લબાનોન મને જોવા દે" (પુન. ૩ ; ૨૫). પરંતુ એ પ્રાર્થના માન્ય કરવામાં આવી નહિ. મુસાની અને તેની આશાઓની પ્રાપ્તિની વચ્ચે કંઈક અવરોધરૂપ હતું, અને એને લીધે, જો કે તેને સોંપવામાં આવેલા લોકોને તો તે લગભગ ઇચ્છિત સ્થળ સુધી લઈ ગયો હતો ખરો, તોપણ તેને પોતાને પાછળ રહેવું પડયું, અને તે અરણ્યમાં મરણ પામ્યો.

**મુસાનો ઉત્તરાધિકારી**—પરંતુ મુસાનું મરણ થાય તે પહેલાં તેની જગાએ કોઇ નીમાવો જોઈએ. એ જગા પર કોને નીમવો એ તો અત્યાર પહેલાં જે જે બીનાઓ બની હતી તે પરથી જણાઇ ગયું હતું. હારૂન મરણ પામ્યો ત્યારે તેનું યાજકપદ તેના દીકરાને મળ્યું, પરંતુ મુસા પોતાના કુટુંબને માટે એવા કોઇ માનનો ભૂખ્યો ન હતો. મુસાના બે દીકરા હતા—ગેર્શોમ અને એલીઆઝાર, પરંતુ બાપની જગા સાચવવાને દીકરાઓ ભાગ્યશાળી થયા નહિ. એ જગા તો "મુસાના સેવક, નૂનના દીકરા યહોશુઆ"ને મળી. આ જુવાનિયા યહોશુઆને મુલાકાતમંડપમાં બોલાવવામાં આવ્યો; અને ત્યા પ્રમુખયાજકની રૂબરૂ મુસાને એમ ફરમાવવામાં આવ્યું, કે "તારો અધિકાર તું તેને આપ, કે ઇસ્રાએલપુત્રોની આખી જમાત તેની આજ્ઞા માને" (ગણના ૨૭ ; ૨૦). અધિકારની સોંપણી કર્યા બાદ મુસા મરણની રાહ જોવા લાગ્યો.

**અરણ્યમાં નીપજેલું મરણ**—મુસાએ પોતાનું પદ બીજાને સોંપ્યું કે થોડી જ વારમાં તેના મરણની ઘડી આવી પહોંચી. મોઆબ દેશના પહાડોનું નબો નામનું એક શિખર હતું. તે શિખર પર પિસ્ગાહ (અવલોકનસ્થાન) નામનું એક સ્થળ હતું, ત્યાં મુસા ચઢયો. અને ત્યાં રહીને તેણે ઉત્તરથી દક્ષિણ સુધી, અને યરૂશાલેમથી પણ પાર છેક ભૂમધ્ય સમુદ્ર સુધી આખો દેશ નિહાળ્યો. ત્યાં દર્શનના પહાડ પર "મોઆબ દેશમાં, યહોવાહના વચન પ્રમાણે, યહોવાહનો સેવક મુસા મરી ગયો. અને મોઆબ દેશના નીચાણમાં તેણે...તેને દાટયો; પણ આજ સુધી કોઈ માણસ તેની કબર વિષે જાણતું નથી" (૩૪; ૫, ૬).

રિકલ્સ કરીને એક આથેન્સવાસી કહે છે, કે "પ્રખ્યાત પુરુષોની કબર

આખી દુનિયા છે...અને તેઓનો સ્મારકસ્તંભ માણુસોનાં હૃદયોમાં કોતરાયલો છે." પિસ્ગાહ નામની જે જગાએ મુસા ઊભો રહ્યો હતો, તે જગાએ એક જણુ ગયો, અને મુસાએ જે જોયું હતું તે જોયું. પછી તેણે નીચે આવીને કહ્યું, કે "કેટલું કઠણુ, ખરેખર અકથનીય કઠણુ!" જિંદગીની આશાઓ ફળીભૂત થતી નથી, ત્યારે માણુસને એવું જ કઠણુ લાગે છે, પરંતુ બીજી બધી રીતે મુસાનું મરણુ મહિમાવાન મરણુ હતું. તેની આંખ ઝાંખી થએલી નહોતી, તેમજ તેના શરીરનું કૌવત ઘટી ગયું નહોતું. મરતી વખતે તેના શરીરમાં કોઈ પ્રકારની ક્ષીણુતા જોવામાં આવતી નહોતી. જે કામ તેને સોંપવામાં આવ્યું હતું તે કામ પૂરૂં થયું હતું, અને ઝાડવામાં જે હતો તેની પ્રસન્નતાનો પ્રકાશ મુસા પર હજી પણુ પડતો હતો. જોન વેસ્લીના સ્મારકસ્તંભ પર આવું વાકય કોતરવામાં આવેલું છે, કે "પ્રભુ આપણી સાથે હોય, એ આપણે માટે સૌથી સારૂં છે. પ્રભુ પોતાના સેવકોને દાટે છે, પરંતુ પોતાનું કામ આગળ ચલાવ્યો જાય છે." હવે નવા કામને માટે નવા માણુસની જરૂર હતી, અને તે મુસા જેવા કોઈ માણુસની નહિ, પણુ યહોશુઆ જેવા કોઈ માણુસની. આ પરથી જણુાય છે કે મુસાનું મરણુ યોગ્ય વખતે જ થએલું હતું. મતલબ કે મુસાનું મરણુ થયું ત્યારથી તેની જરૂર પણુ નહોતી. હવે પછીના કામને માટે મુસા જેવો નહિ પણુ યહોશુઆ જેવો કોઈ માણુસ જોઇતો હતો. લાંબી દરિયાઇ મુસાફરી પછી જેમ આપણે બંદરે પહોંચીએ તેના જેવું કુદરતી મરણુ છે. અને ઉમદા આત્મા તે સારા નાવિક જેવો છે, કે જે જેમ જેમ બંદર પાસે આવતું જાય છે તેમ તેમ સઢ ઉતારતો જાય છે, અને ધીમી ધીમી ગતિએ વહાણુને બંદરમાં લઇ જાય છે. જ્યાં આવું મરણુ થાય ત્યાં કશો શોક કે સંતાપ હોતો નથી; પરંતુ જેમ પરિપકવ થએલું ફળ ઝાડ પરથી સહેલાઇથી ખરી પડે છે તેમજ આત્મા પણુ કોઇને દુ:ખ લગાડ્યા વિના ખોળિયામાંથી નીકળી જાય છે.

**મુસાનું ચારિત્ર્ય**—લોકોના નેતા, નિયમસ્થાપક, પ્રબોધક અને ઈશ્વરભક્ત તરીકે મુસા કેવો હતો તે, અરણ્યપ્રવાસ દરમિયાન જે જે બનાવો બન્યા તે પરથી જણુાય છે. મુસાનું આંતરિક જીવન અને તેના

વિચારો કેવાં હશે એ વિષે આપણે ખરૂં જોતાં કંઈ જ જાણતા નથી (તોપણ જુઓ પ્રકરણ ૧૨મું). તેના વ્યક્તિત્વની છેક અભ્યંતર બાબતો, તથા જ્યારે તે એકલો તેમજ ઈશ્વર સાથે સહવાસમાં હશે ત્યારે તેનું અભ્યંતર કેવું હશે તે જોવાજાણવાનો લાગ આપણને અત્યાર સુધી મળ્યો નથી. આપણે એના ચારિત્ર્ય વિષે જો કંઈ જાણી શકીએ તો તે માત્ર લોકો સાથે તેનો જે સંબંધ હતો તે પરથી જ જાણી શકીએ. મતલબ કે તેનું ખાનગી જીવન કેવું હતું તે વિષે આપણે તદ્દન અજાણ છીએ; માત્ર ઇતિહાસમાં તે કેવો જણાયો છે તે પરથી આપણે તેના ચારિત્ર્ય વિષે કંઇ કંઈ અટકળ કરી શકીએ.

૧. **લોકોનો નેતા**—લોકોનો નેતા થવાને માટે મુસાને પસંદ કરવામાં આવ્યો હતો. "માટે હવે ચાલ, મિસરમાંથી મારા લોક ઇસ્રાએલ-પુત્રોને કાઢી લાવવા માટે તને હું ફારૂન પાસે મોકલું છું" (નિર્ગ. ૩; ૧૦). ઇસ્રાએલપુત્રો પોતાની સ્વતંત્રતા સંપાદન કરવાનો વિચાર કરે, અને એ સ્વતંત્રતા પ્રાપ્ત થઇ શકે એમ છે, એવી સ્ફૂરણા તેઓનામાં ઉપજાવવાની જરૂર હતી; અને મુસાએ તેમ કર્યું હતું. વળી મુસાએ સ્વતંત્રતાની ખાતર જેમ સર્વસ્વનો ત્યાગ કર્યો હતો તેમ તેઓ પણ તેવો ત્યાગ કરે, એ માટે તેઓને ઉત્તેજનની જરૂર હતી, અને મુસાએ તે પણ કર્યું હતું. એ કર્યા પછી લોકો પોતાની પસંદગી અને પોતાના ધ્યેયને વળગી રહે, માટે પણ મુસાએ પરિશ્રમ ઉઠાવ્યો હતો. જ્યારે જ્યારે કાયરપણાને લીધે માહોમાંહેનાં તડને લીધે તેઓનામાં ધર્મભ્રષ્ટતા ઉપજવા જેવું થતું, ત્યારે ત્યારે તે તેમને તેમનું ધ્યેય યાદ દેવડાવતો, એ માટે કે જે વાનાં આગળ છે તે પ્રાપ્ત કરવાને તેઓ આગળ વધે અને ઇશ્વરના ઉચ્ચ તેડાના ઇનામને માટે નિશાનની ભણી આગળ ધપે. આવું બધું કરવું, અને વળી હરદમ તેમ કરવું, એજ ખરા નેતાનાં સ્વાભાવિક લક્ષણ છે. તે ધજા ઊંચે ધરી રાખતો હતો, અને તે જોઇને બીજા લોકો પાછળ પાછળ જતા હતા. મુસા ન હોત તો ઈસ્રાએલપુત્રોનું ભવિષ્ય કંઇક જુદું જ ઘડાયું હોત, અને આખી દુનિયાનું ભવિષ્ય પણ આજે જુદું જ હોત. એ સર્વ ઉપરાંત લોકોનું તેણે ઘણું સહન કર્યું, અને તેમને જેમ તેમ કરીને બધી વાતે મનાવ્યા. તોપણ નરી નમ્રતા અને સાલસાઈથી તેણે

પોતાનું નેતૃત્વ બજાવ્યું કારણ કે તેનામાં અડગ વિશ્વાસુપણું હતું, તેથી તે લોકોની સામે ટક્કર ઝીલવાને, તેઓને ધમકાવવાને તથા તેઓનાં અન્યાયોની શિક્ષા કરવાને સમર્થ હતો; પરંતુ તેનામાં ઇશ્વર પ્રત્યે જે અડગ વિશ્વાસુપણું હતું તે વડે જ તે એ બધું કરવાને સમર્થ હતો, અને એને લીધે જ તે તેઓનો નેતા પણ રહી શકયો. જો મુસાનું નામ આજે આપણે ન જાણતા હોત, તો યહુદી પ્રજા અને યહુદી ધર્મની સ્થાપના જેવું મહાભારત કામ કરી શકે એવો કોઇ મહાપુરુષ થઇ ગયો હોવો જ જોઇએ, એવું આપણે વિનાપ્રમાણ માની લેવું જ પડત.

૨. **નિયમસ્થાપક**—"નિયમશાસ્ત્ર મુસાની મારફતે આપવામાં આવ્યું" (યોહાન ૧; ૧૭). જે દશ આજ્ઞાઓ મુસાની હસ્તક ઇસ્રાએલ-પુત્રોને પ્રગટ કરવામાં આવી તે વડે ધર્મ, ન્યાય અને દયાવિષયક પ્રકરણમાં માત્ર એ લોકોનું જ ભવિષ્ય ઘડાયું એમ નહિ, પરંતુ એ દશ આજ્ઞાઓ તો આખી દુનિયાનું નિયમશાસ્ત્ર થઇ પડી છે, અને એને લીધે જ શાસ્ત્રમાં કહેલું છે, કે "તારણ યહુદીઓમાંથી છે" (યોહાન ૪; ૨૨). આખી માનવજાતનાં આત્મિક ધોરણો જો કોઇએ ફેરવ્યાં કહેવાય, તો એવા માણસોમાં મુસા પહેલામાં પહેલો અને મહાનમાં મહાન હતો. મુસાના જમાનાના લોક એવા હતા, કે ધર્મ અને નીતિને એકબીજા વિના ચાલે તેમ નથી, એવું તેઓ સમજતા નહોતા. પરંતુ મુસાએ ધર્મ અને નીતિ એ બન્નેનું એકીકરણ કર્યું; અને મુસાની મદદ વડે જ ઇસ્રાએલીઓ એવું માનવા લાગ્યા, કે ઇશ્વર એક છે, તે પવિત્ર છે, અને ન્યાયાચાર—"સારો તથા ખરો રસ્તો" (૧ શમૂ. ૧૨; ૨૩)—કરવો એજ તેનું ભજન છે; અને એ માન્યતાને તેઓ પાછળથી અંત લગી બહુ ચુસ્ત રીતે વળગી રહ્યા. આ રીતે ધાર્મિક જીવનની નૈતિક શરતો કઇ કઇ છે તે આખી દુનિયાને શિખવવામાં આવ્યું, અને તે માત્ર તે સમયની દુનિયાને જ નહિ, પણ સર્વ સમયની દુનિયાને પણ શિખવવામાં આવ્યું.

૩. **પ્રબોધક અને ઈશ્વરભક્ત**—મુસાના જમાનાના યહુદી ઇતિહાસમાં ઠેકાણે ઠેકાણે તેને પ્રબોધક, ઉર્ફે પ્રભુને બદલે બોલનાર, તરીકે ઓળખાવવામાં આવેલો છે. જેમકે "યહોવાહે મુસાને કહ્યું..."

"મુસાએ ઇસ્રાએલપુત્રોને કહ્યું" એવા શબ્દો વારંવાર વાંચવામાં આવે છે. ખાસ કરીને "લેવીય" પુસ્તકમાં તો અધ્યાયે અધ્યાય અને લગભગ દરેક પરિચ્છેદની શરૂઆતે એવા શબ્દો નજરે પડે છે. ઉપરથી મુસા તે પ્રભુ અને ઇસ્રાએલપુત્રોની વચ્ચે મધ્યસ્થ જેવો દેખાય છે, અને તેની મારફતે પ્રભુનું પ્રકટીકરણ માણસોને મળ્યું. મુસાને શાસ્ત્રમાં ઘણા ઉન્નત ઇલ્કાબોથી સંબોધવામાં આવેલો છે, જેવા કે "ઇશ્વરભક્ત મુસા" (પુન. ૩૩; ૧. યહો. ૧૪; ૬) અને "મારો સેવક મુસા" એ ઇલ્કાબો ઉપરથી, યહોવાહની સાથે તેને કેટલો નિકટનો સંબંધ હતો, અને ઇસ્રાએલમાં એક સાધુજન તરીકે તેનું કેટલું માન હતું તે સમજી શકાય છે. ઇશ્વરની સાથેના નિકટ સહચારથી મુસાના ચારિત્ર્યમાં કેટલું બધું પરિવર્તન થયું એ યહુદીઓનો ઇતિહાસ વાંચતાં આપણને માલૂમ પડે છે. તેનામાં એટલી બધી નમ્રતા અને દીનતા ઉપજી કે "જાણે અદૃશ્યને જોતો હોય એમ તે અડગ રહ્યો" (હેબ્રી. ૧૧; ૨૭). તેમાં એટલી બધી નિઃસ્વાર્થતા હતી, કે તે "આ લોક" "આ લોક" એમજ માત્ર ઝંખ્યા કરતો લાગે છે, અને તેમની સેવામાં જ પોતાનું જીવન સમર્પી દે છે. તેની તેમના પ્રત્યે એટલી બધી એકનિષ્ઠા હતી કે બાઇબલમાંનો પહેલવહેલો લોકદાઝ ધરાવનાર કહી શકાય. ત્યાર પછી ઘણા કાળાન્તરે આવેલા જમાનાના લોકો, કે જેઓની પૂર્વે સેંકડો સત્પુરુષો થઈ ગયા હતા, વળી એ જમાનાના અરસામાં જ એવા એવા ધુરંધરો પાક્યા હતા. કે દુનિયામાં ત્યાર પહેલાં કે ત્યાર પછી ભાગ્યે એવા થયા હશે. તેઓ મુસાને એ સર્વે મહાપુરુષો અને ધર્મધુરંધરોમાં એટલો બધો ચઢિયાતો સમજે છે કે તેના વિષે આ પ્રમાણે સાક્ષી છે "મુસા કે જેને યહોવાહ મોઢામોઢ ઓળખતો હતો તેના જેવો અધિક હજી સુધી ઇસ્રાએલમાં ઊઠયો નથી" (પુન. ૩૪; ૧૦).

## પ્રકરણ ૨૧મું

# કનાન દેશ—યહોશુઆનું તેડું

(યહો. ૧ ; ૧-૯ : ૨).

**યહોશુઆ**—ઘણીવાર અતિશયોક્તિથી એવું કહેવાય છે કે દુનિયાનો ઇતિહાસ એટલે દુનિયાના મહાપુરુષોનો ઇતિહાસ, અને આ કંઈ તદ્દન તો ખોટું નથી જ. એમાં ઘણે અંશે સત્યતા છે. દુનિયામાં જે જે બનાવો બને છે તેનો કર્તા ઈશ્વર છે. તે પોતાના મનોરથો પાર પાડવાને ઇતિહાસનું વહેણ પોતાની ઇચ્છાનુસાર ચલાવે છે, અને આવું કરવાને તે ગમે તે કોઈ દેશજાતિના ઘણા માણસોને એક પછી એક પોતાના પગ પાસે (યશ. ૪૧ ; ૨) બોલાવે છે, અને તેઓની મારફતે એ પ્રમાણે કરે છે. આવા અનેક નેતાઓ પ્રભુએ એક પછી એક ઇસ્રાએલ પ્રજામાં ઊભા કર્યા, કે જેઓ પ્રભુની ઇચ્છા પ્રમાણે વિચારે ને વર્તે, અને જે માર્ગમાં તે પ્રજાને ચાલવાનું હતું તેમાં તેઓ તે પ્રજાને માર્ગપ્રદર્શક થાય. હેબ્રી લોકોને દુનિયાના ઇતિહાસમાં પ્રજાસ્થાન મળ્યું છે તેનું કારણ એજ છે, કે તે કોમમાં આવા અનેક મહાપુરુષો ઊભા થયા હતા. આવી મહાન વ્યક્તિઓમાં સૌથી પહેલો મુસા હતો, તે જૂના કરારના બીજા બધા નરવીરો કરતાં ચઢિયાતો છે. એની પછી યહોશુઆ થયો. મુસાને જે માન ઘટિત હતું તે માનનો કંઈક હિસ્સો તેને પ્રાપ્ત થયો. મુસા અને યહોશુઆ એ બેનો અહીં આપણે મુકાબલો કરતા નથી, તેમજ તે બેમાં કેવો કેવો ભેદ હતો તે પણ બતાવતા નથી. તે બન્ને ભિન્ન ભિન્ન કુદરતી શક્તિઓ ધરાવનાર હતા, અને બન્નેને સોંપાયલાં કામ પણ જુદાં જુદાં જ હતાં. એકને, એટલે મુસાને ઇસ્રાએલપુત્રોએ મિસર-માંથી છોડાવવાનું કામ સોંપાએલું હતું ; બીજાને, એટલે યહોશુઆને ઇસ્રાએલપુત્રોને સારૂ કનાન દેશ જીતવાનો હતો. મુસાના હાથમાં પ્રબોધકનો દંડ હતો, યહોશુઆના હાથમાં શૂરવીરની તરવાર હતી. ઇસ્રાએલપુત્રોના બાર પૂર્વજોને જે વારસો મળવાનું વચન આપવામાં

આવ્યું હતું, તે વારસો જીતવાનું તથા તેની વ્યવસ્થા કરવાનું કામ યહોશુઆને માથે પડ્યું હતું.

**વચનનો દેશ**—કનાન દેશની ઉત્તરે દાનથી દક્ષિણે બેરશેબા સુધીની લંબાઈ આશરે ૧૪૦ માઇલ, અને સરેરાશ પહોળાઇ આશરે ૫૦ માઇલ છે. તેનું ક્ષેત્રફળ લગભગ વેલ્સ દેશના જેટલું છે. એક રીતે જોતાં એ દેશ બાકીની દુનિયાથી વિછિન્ન છે, કારણ કે તે બધી બાજુએ પહાડો, રણ અને સમુદ્રથી ઘેરાયલો છે; અને એવી રીતે તે ઇશ્વરી વિધાનથી જ હેબ્રી ધર્મનું વતન થવાને લાયક ઠર્યો છે. પરંતુ બીજી રીતે જોઇએ તો એ દેશના લગભગ દરેક ભાગમાંથી દુનિયાનાં રાજ્યો તથા તેમનો વૈભવ સ્પષ્ટ નજરે પડે છે. વચનના દેશની બે બાજુએ બે મોટાં રાજ્યો આવેલાં હતાં: એક બાબેલનનું અને બીજું મિસરનું. એ બેની વચ્ચે આ દેશ ચીચરવટા કે ફાચર જેવો હતો. અને વારંવાર એવું બનતું કે એમાંથી કોઇકના તો ઇસ્રાએલપુત્રો દબાયલા હોય જ. પરંતુ એ સ્થિતિ તો કોઇકવાર ઈસ્રાએલીઓને કેળવણીરૂપ અને કોઇકવાર મહા દુ:ખરૂપ નીવડતી. આખા દેશમાં ઉત્તરદક્ષિણ અને પૂર્વપશ્ચિમ મોટા મોટા વાણિજ્ય માર્ગો હતા, જેની મારફતે પૂર્વ તરફથી ઘણીવાર મોટાં મોટાં લશ્કરો અને વણજારાના મોટા મોટા સંઘો દેશમાં દાખલ થતા હતા, કે વખતે દેશને ઓળંગી પણ જતા.

ઇસ્રાએલીઓએ અત્યાર સુધી તો મોટાં મોટાં રણોનો જ અનુભવ કર્યો હતો, અને તેની સાથે સરખાવતાં તો કનાન દેશ "દૂધમધની રેલછેલ-વાળો" ઘણો ફળદ્રુપ દેશ હતો, અને એ કારણને લીધે સૌ જાતિઓની નજર એના પર હતી. હેબ્રી લોકોએ એ દેશ જીતી લીધો ત્યાર પહેલાં તે ઘણાના હાથમાં એક પછી એક આવ્યો હતો. એના પર એટલાં બધાં ધણીપણાં થયાં હતાં, કે જેમ હાડકાનો ટુકડો એક કૂતરાના મોંમાંથી બીજો તાણી જાય છે, અને કૂતરાઓમાં હાડકાંને માટે જેમ તાણાતાણ થાય છે, તેવી એ દેશની દશા થઈ હતી.

મુસાના સમયમાં કનાન દેશમાં અમોરી અને કનાની નામના લોકો વસતા હતા. અમોરીઓ ઘણે ભાગે ડુંગરાળા પ્રદેશમાં રહેતા અને કનાનીઓ સપાટ ભૂમિ પર વસતા. આ બે મુખ્ય જાતિઓ હતી;

અને બાઇબલમાં જે બીજી અનેક જાતિઓનાં નામ આવે છે, જેવી કે હિત્તીઓ, ગીર્ગાશીઓ, વગેરે એ બધા તે પેલી બે મૂળ જાતિના ફૂટેલા ફણગા અથવા તો તેમના નાના નાના વિભાગો હતા. તેઓ બધા ગામડાંમાં કે નાનાંનાનાં શહેરોમાં રહેતા, અને એવા દરેક ગામ કે શહેરનો એક રાજા કે શહેરપતિ હતો. જુઓ "યરેખોનો રાજા" (યહો. ૨ ; ૨), "આયનો રાજા" (યહો. ૮ ; ૧). જો ગામડાં નાનાં નાનાં હોય તો ઘણાં ગામડાં પર એક રાજા કે ગામપતિ અમલ કરતો. કનાન દેશના ઉપરોક્ત બે જાતના લોકો ઘણા સુધરેલા હતા, અને સુધરેલા હોય એમાં નવાઈ પણ નહિ, કારણ કે ઘણાં સૈકાંઓ સુધી બાબેલન અને મિસર જેવા બે સુધરેલા દેશોએ એ દેશના લોકો પર સંસ્કાર પાડ્યા હતા. ઈસ્રાએલપુત્રો કનાન દેશને કબજે કરતા હતા તે વખતે ધંધા તરફ જોતાં લોકોની સ્થિતિનું અવસ્થાંતર થએલું હતું. અત્યાર પહેલાં લોકો માત્ર ઢોરઢાંક સાચવી જાણતા હતા, અને એ ઉપર મુખ્યત્વે કરીને તેમનો જીવારો હતો, પરંતુ હવે તો તેઓ ખેતીવાડી કરતાં શીખ્યા હતા, અને દ્રાક્ષાવેલા તથા જેતુન ઉછેરતા હતા. કનાન દેશની બોલીમાં અને હેબ્રી બોલીમાં પણ સહેજસાજ ફરક હતો, પરંતુ તે ફરક જેવો કાઠિયાવાડી અને ગુજરાતી બોલીમાં ફરક છે તેવો હતો.

**કનાન દેશનો ધર્મ**—કનાનના મૂળ વતનીઓ કુદરતના પૂજકો હતા. દરેક પ્રદેશ કે જિલ્લા જેવા ભાગનો આગવો બઆલ કે ધણી હતો, જેને "દરેક ઊંચા પર્વત પર તથા દરેક લીલા ઝાડ તળે" (૧ રાજા. ૧૪; ૨૩) પૂજવામાં આવતો. જ્યાં જુઓ ત્યાં ભજનસ્થાનો કે "ઉચ્ચસ્થાનો" હતાં અને જ્યાં જ્યાં ઉચ્ચસ્થાન હતાં, ત્યાં ત્યાં દરેક ઠેકાણે એકેક વેદી, પથ્થરનો સ્તંભ, અને પવિત્ર મનાએલું વૃક્ષ હોય જ. અને એ પરથી એમ જાણવામાં આવતું કે ત્યાં દેવનું રહેઠાણ છે. વર્ષ આખરે કાપણીના મહોત્સવ વખતે આ દેવસ્થાનોએ લોકો એકઠા થતા, અને દેવનું પૂજન કરવામાં જે ધર્મક્રિયાઓ તેઓ કરતા તે ઘણીવાર તો બહુ જ અનીતિમાન અને નિર્દય હતી. જે દેવને તેઓ ભજતા તેના વિષે એવું માનવામાં આવતું કે તે ઋતુઓ બદલે છે, ને ભૂમિને ફળદ્રુપ બનાવે છે. કનાન દેશ જીતીને હેબ્રીઓને આવા ધર્મવાળા લોકો મધ્યે આવવાનું

હતું. એથી તેઓની સંસ્કૃતિમાં તો ચઢતી થઇ ખરી, પરંતુ ચઢતીની સાથે એ પણ બન્યું કે હેબ્રી ધર્મની નિર્મળતા જળવાઈ ન રહેતાં તે અધોગતિએ પહોંચી.

**નવો નેતા**—મુસાના મરણ વખતે ઇસ્રાએલી લોકો યરદન નદીની પૂર્વે મોઆબ દેશમાં હતા. આ સ્થળે યહોશુઆને પ્રભુ તરફથી મુસાનું પડતું રહેલું કામ ઉપાડી લેવાનું તેડું મળ્યું. આ પ્રસંગે તેને જે કહેવામાં આવ્યું તેનો પ્રતિનાદ તેના ત્યાર પછીના આખા જીવનમાં સંભળાય છે: "શું મેં તને આજ્ઞા આપી નથી? બળવાન તથા હિમ્મતવાન થા, ભયભીત ન થા, ને ગભરાતો મા" (યહો. ૧ ; ૯). આવી રીતે પ્રભુએ પોતાના સેવકને આત્મિક બખ્તર પહેરાવ્યું, અને તેની ઢાલ તરીકે એવું વચન આપ્યું, કે "હું તને તજીશ નહિ, ને તને મૂકી દઇશ નહિ...કારણ કે જ્યાંકહીં તું જાય છે, ત્યાં તારો દેવ યહોવાહ તારી સાથે છે" (યહો. ૧ ; ૫, ૯). આવું દિવ્ય આમંત્રણ તે પરાક્રમરૂપ છે, અને તે વડે હાલ પણ માણસો શસ્ત્રસજ્જ થાય છે, અને પ્રભુ માણસોને એવી રીતે શસ્ત્રસજ્જ કરીને તેઓનાં કામ કરવાને મોકલે છે. આપણા જીવનકાર્યમાં આપણો સાથી કોણ છે, એની જો આપણને ખાતરી થાય તો આપણે બીજું શું જોઇએ? પ્રભુ જેનો સાથી તેને કશાની બીક હોય નહિ—"હું કંઇ પણ ભૂંડાઇથી બીશ નહિ; કેમકે તું મારી સાથે છે" (ગીત. ૨૩ ; ૪). વીસેક વર્ષ પર "ટાઇટેનિક" નામની એક જંગી આગબોટ ડૂબી ગઇ. તેમાં ઘણા ઉતારૂઓ નાશ પામ્યા. તેમાંનો એક ડબ્લ્યુ. ટી. સ્ટેડ કરીને હતો. જ્યારે આ માણસ નિર્ગત કે નાસીપાસ થઈ જતો ત્યારે, તે બળ તથા ઉત્તેજન મેળવવાને, યહોશુઆનું પુસ્તક વાંચતો, અને તેમાંના "બળવાન તથા હિમ્મતવાન થા" એ શબ્દો પર બહુ મનન કરતો. તે વાંચવાથી તેને જોઇતું બળ તથા ઉત્તેજન મળતું પણ ખરૂં. "યહોશુઆ" નામનો અર્થ "યહોવાહનું તારણ" અથવા "યહોવાહની સહાય" એવો થાય છે, અને જેવો એ નામનો અર્થ થાય છે તેવો જ ખરેખર એ નામ ધરાવનાર પણ નીવડયો. શુભ આદર્શો બીજા લોકોને પણ ઉત્તજનદાયક છે. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે જે જુસ્સો નેતામાં હતો તે તેના અનુચરોમાં પણ

પ્રકટયો. તેઓએ તેને કહ્યું, કે "જેમ અમે મુસાનું સાંભળતા હતા, તેમ સર્વ પ્રકારે અમે તારૂં સાંભળીશું" (યહો. ૧; ૧૭); ત્યાર પછી તેઓએ તેને ફરીથી યહોવાહે કહેલા શબ્દો કહ્યા: "તું બળવાન તથા ખૂબ હિમ્મતવાન થા" (યહો. ૧; ૧૮).

**જાસુસોનું યરેખોમાં આગમન**—કનાન દેશનું સૌથી પહેલું શહેર જે સર કરવાનું હતું તે યરેખો હતું. એ તો દેશની એવી જગાએ આવેલું હતું કે જો એ હાથમાં આવે તો જાણે આખો દેશ હાથમાં આવી ગયો. હેબ્રી લોકોની છાવણી જ્યાં પડેલી હતી તેની સામે જ એ શહેર હતું, અને છાવણી તથા શહેરની વચ્ચોવચ યરદન નદી વહેતી હતી. આ કામ કેટલું ભારે હતું તે યહોશુઆએ પોતાના સેનાપતિની દૃષ્ટિથી જોઇ લીધું, અને તેને માટે યોગ્ય તૈયારીઓ કરી: કારણ કે યહોશુઆ જેવો યુદ્ધમાં કુશળ હતો તેવોજ તે મહા સલાહકાર પણ હતો. તેણે તે શહેરની તજવીજ કરવાને બે જાસુસોને યરદન પાર મોકલ્યા. તેઓએ યરેખો આવીને રાહાબ નામની એક સ્ત્રીના ઘરમાં ઉતારો લીધો. રાહાબ પાસેથી આ બે જાસુસોને એટલી બાતમી મળી, કે ઇસ્રાએલીઓના આવ્યાથી આખા શહેરમાં ભારે ગભરાટ ફેલાયો છે. "અમારાં ગાત્ર શિથળ થઈ ગયાં, અને તમારે લીધે કોઈમાં કંઈ હિમ્મત રહી નહિ" (યહો. ૨; ૧૧). યરેખો શહેરના લોકો એવા બીકણ હતા એવું તે શહેરના આખા ઇતિહાસ પરથી મળી આવે છે. જાસુસો શહેરમાં દાખલ થયા છે એવી ખબર થોડી જ વારમાં બધે ફેલાઈ ગઈ; અને જો રાહાબે યુક્તિ રચી ન હોત તો જરૂર તેઓ પકડાઈ જાત. તેણે તેઓને ઘરના ધાબા પર પડેલી શણની સરાંઠીઓમાં સંતાડી દીધા, અને તેઓને પકડવા આવેલા લોકોને જૂઠું કહીને ખોટે રસ્તે મોકલ્યા. આ પરથી આ દેશનું નીતિધોરણ બહુ જ પ્રાથમિક અને અપૂર્ણ હતું, એવું આપણને સ્પષ્ટ લાગે છે. યહોશુઆએ જાસુસો મોકલ્યા અને જાસુસો સંતાઇ ગયા, એમાં તો બહુ આશ્ચર્યજનક કે ખોટું નથી, કારણ કે જાસુસો મોકલવા અને બાતમી મેળવવી એ તો યુદ્ધની રીત પ્રમાણે જ છે. હાલ પણ જાસુસો દેશેદેશમાં છે.

**રાહાબ**—સંભવિત છે કે આ સ્ત્રી, જે યરેખો "શહેરમાં એક પાપી સ્ત્રી હતી," તેને ખરૂં જોતાં કોઈ અમુક શહેર જેવું નહોતું, પરંતુ

તે તો જ્યાં ત્યાં ભટકતી ફરતી હતી તેથી આપણે રાહાબની તુલના કરતાં એવો વિચાર ન કરવો જોઈએ, કે જે દેશમાં તે રહેતી હતી તે દેશની તેણે બીજાઓને બાતમી આપી દીધી. કારણ કે ખરૂં જોતાં એ દેશને અને એને શું લાગેવળગે એવું હતું? કશું જ નહિ. એ શહેરે તો રાહાબની ભ્રષ્ટતાને પોષી હતી, અને તેને અપકીર્તિની ટોચે ચઢાવી હતી. રાહાબના મુખમાંથી ઝટ દઈને જૂઠાણું નીકળે છે, પરંતુ તેનું કારણ એ છે, કે એ દેશમાં એ જમાનામાં જૂઠું બોલવું બહુ જ પ્રચલિત હતું. પરંતુ એ પરથી એમ સમજવાનું નથી, કે બાઈબલ એ જૂઠાણાને દોષિત ગણતું નથી, અથવા એવા અસત્ય શબ્દોને તે વખાણે છે. જ્યારે ઈબ્રાહીમ જેવા ઈશ્વરના મિત્રનું નામ એવા દોષથી કલંકિત થએલું છે (ઉત્પ. ૧૨; ૧૦–૨૦) ત્યારે રાહાબ જેવી કસબેણ જૂઠું બોલે તેમાં શી નવાઈ! રાહાબને સત્યાસત્યનું કંઈ ભાન ન હતું, તે પરથી આપણે અજાયબ થવાનું નથી. જેવો જમાનો તેવું માણસ, અને જેવું સ્થળ તેવું માણસ. જેવું જ્યાંનું નીતિધોરણ તેવો તેનો ન્યાય કરવો જોઈએ. આપણે ખ્રિસ્ત ઈસુના જમાનામાં રહીએ છીએ, પરંતુ ત્યારે તો "હૃદયની કઠણતા" (માત્થી ૧૯; ૮)નો જમાનો ચાલતો હતો. નવા કરારમાં રાહાબના વિશ્વાસની પ્રશંસા કરવામાં આવી છે (હેબ્રી. ૧૧; ૩૧), પરંતુ તેનો અર્થ આ છે, કે તેનું જીવન એટલું બધું અંધકારમય અને અનીતિમાન હતું તોપણ તેવા જીવનમાં પણ કંઈક ઝાંખું આશાકિરણ પ્રગટયું હતું, કે ખરો ઇશ્વર જો હોય, તો તે ઈસ્રાએલમાં જ છે, અને સર્વ દેશોના દેવો કરતાં ઈસ્રાએલનો દેવ મોટો છે, તેથી તેણે તે દેવ પર આધાર રાખવાનું મન કર્યું. કંઇક પ્રકાશ તેના જોવામાં આવ્યો અને તે પ્રકાશની પાછળ પાછળ તે ગઇ. આવો તેનો વિશ્વાસ છે; તે નબળો છે અને તેમાં ઘણી અપૂર્ણતાઓ કે ખામીઓ છે ખરી, તોપણ અત્યાર સુધી જે કોઇને તે ઓળખતી હતી તેના કરતાં જે ચઢિયાતો તેને જણાયો તેની સાથે તેણે પોતાનો સંબંધ જોડયો, અને તેના આવા વિશ્વાસને લીધે તે તથા તેના કુટુંબનો બચાવ થયો; કારણ કે જાસુસો પાસેથી તેણે વચન માગી લીધું હતું, કે જ્યારે તમે પરેખો શહેરને કબજે કરો ત્યારે જે ઘરની બારીએથી કિરમજી રંગની દોરડી લટકતી તમે જુઓ

તે ઘરને તથા તે ઘરમાં જે જે હોય તેઓને તમારે બચાવવાં. જાસુસો પાસેથી એવું વચન લઇને તેણે તેમને શાંતિએ વિદાય કર્યા. ત્યાર પછી ત્રણ દિવસ સુધી તેઓ પશ્ચિમના પહાડી મુલકમાં સંતાઇ રહ્યા, અને તેમની પાછળ લાગનારાઓએ તેમની શોધ કરવાનું મૂકી દીધું, પછી તેઓ યરદન ઓળંગીને પાછા છાવણીમાં આવ્યા, અને યરેખોમાં ઇસ્રાએલી-ઓને લીધે જે ભય તથા ગભરાટ ફેલાયલો હતો તે શુભ સમાચાર છાવણીના લોકોને કહી સંભળાવ્યા.

## પ્રકરણ ૨૨મું

# ઈસ્રાએલીઓ યરદન નદી ઓળંગે છે—શસ્ત્રસજ્જ માણસ

(યહોશુઆ ૩ : ૪; ૧–૭ : ૫; ૧૦–૧૫).

**ઈસ્રાએલીઓ યરદન નદી ઓળંગે છે**—જાસુસોની વાત સાંભળીને યહોશુઆએ એકદમ યરદન નદી ઓળંગવાનો નિશ્ચય કર્યો. આ નદીનો પટ આશરે ૯૦થી ૧૦૦ ફૂટ સુધીનો છે; પ્રવાહ બહુ ઉતાવળો, અને પાણી ડોળાવાળું છે અને એનું વહેણ વાંકુચૂંકું છે (પ્રવાહના ઉતાવળા વેગને લીધે નદીનું નામ "યરદન" એટલે "ઊતરનાર" પડેલું છે). પરંતુ એપ્રિલ મહિનામાં જ્યારે એ નદીમાં પુર આવે છે ત્યારે નદીનો પટ લગભગ એક માઇલનો થઈ જાય છે. ઈસ્રાએલીઓ જ્યારે તેને ઓળંગતા હતા ત્યારે તે "કાંઠાઓ ઉપર થઈને છલકાઈ જતી હતી" (૩ ; ૧૫). જે યાજકો કરારકોશ ઊંચકતા હતા તેઓને સૌને મોખરે ચાલવાનું યહોશુઆએ કહ્યું હતું, અને બીજા બધા હેબ્રીપુત્રો તેમની પાછળ પાછળ ચાલે. પરંતુ નદી તો બન્ને કાંઠે છલાછલ ભરપૂર હતી. હવે શી રીતે ઓળંગાય! એવું બન્યું કે ઉપલી તરફથી વહી આવતું પાણી અટકી ગયું, અને આદામ નગર આગળ ઢગલો થઇ ગયું. આ શહેર યરેખોથી નદીના મૂળ તરફ આશરે ૧૬ માઇલ દૂર આવેલું હતું (૩ ; ૧૬). આથી એ જગાએ પાણીને બદલે કોરી ભૂમિ થઇ, અને તે પર થઇને લોકો નદી ઓળંગી ગયા. આ વાત વાંચતાં હરકોઇને સૂફ સમુદ્રનો બનાવ (પ્રકરણ ૧૦) યાદ આવ્યા વિના રહે નહિ. ત્યાં આગળ કુદરતી કારણોએ ઈશ્વરની સાથે સહકાર કર્યો હતો, અને એમ કરીને ઈસ્રાએલીઓને માટે માર્ગ તૈયાર કર્યો હતો. એક અરબી ઇતિહાસકાર લખે છે, કે ભેખડો બેસી જવાથી અને એવી રીતે એકાએક પુરાણ થઈ જવાથી ઇ. સ. ૧૨૬૬માં ટેલ-ડાંમીએહ (આદામ) આગળ નદીનું તળિયું દશ

કલાક સુધી કોરૂં રહ્યું હતું. આ પરથી શાસ્ત્રમાં આપેલી વાતની સત્યતા વિષે આપણા મનમાં ખાતરી ઉપજે છે.

**ભૂતકાળનો બનાવ તે વિશ્વાસનો પોષક છે**—ઇસ્રાએલીઓ યરદન નદી ઓળંગી ગયા, તેની યાદગીરી કાયમ રાખવા માટે ગિલગાલ આગળ તેઓએ બાર પથ્થર ઊભા કર્યા, અને ભવિષ્યમાં જ્યારે તેઓનાં છોકરાં તેમને પૂછતાં, કે આ ગોળાકારે ગોઠવેલા પથ્થરોનો શો અર્થ, ત્યારે તેઓના પિતાઓ તેમને એવો જવાબ આપતા, કે "ઇસ્રાએલીઓ યરદનમાંથી કોરી ભૂમિ પર થઇને પાર આવ્યા" (યહો. ૪; ૨૨) તેની યાદગીરીસૂચક એ પથ્થરો છે. (આ ને આજ ફકરામાં બીજો હેવાલ પણ સાથે સાથે મિશ્રિત થએલો છે, તેમાં બતાવેલું છે, કે જ્યાં યાજકો ઊભા રહ્યા હતા ત્યાં લોકોએ એ બીનાના સ્મરણાર્થે બીજા બાર પથ્થર ઊભા કર્યા હતા. યહો. ૪ ; ૯). આ પરથી આપણે જોઇ શકીએ છીએ, કે હેબ્રી કોમ ભૂતકાળની બીનાઓ સાથે નિત્ય સંબંધ રાખી રહી હતી, "જેથી આવતી પેઢીનાં જે બાળકો જન્મે તેઓ તે જાણે; અને તેઓ મોટાં થઈને પોતાનાં સંતાનને તે જણાવે; જેથી તેઓ ઈશ્વરની આશા રાખે" (ગીત. ૭૮ ; ૬, ૭). આવી રીતે હેબ્રી માબાપો, પોતાની કોમના ભૂતકાળના જીવનમાં પ્રભુની જે જે મોટી દયાનો અનુભવ તેમને થયો હતો, તે પોતાનાં સંતાનને કહી જણાવતાં. આ તો કૌટુંબિક ધર્મનું ચિત્ર છે, જેનું દર્શન જૂના કરારમાં આપણને વારંવાર કરાવવામાં આવે છે, એટલે બાપ પોતાનાં છોકરાંને પોતાની પાસે બોલાવીને તેમને જે જે જાણવા જેવું હોય તે જણાવે છે, અને છોકરાં અજાયબ થતાં ધ્યાન દઇને કહેલી વાત સાંભળે છે.

**યરદન ઓળંગવામાં આપણે માટે શો અર્થ છે**—ખ્રિસ્તી મંડળીના ધાર્યા પ્રમાણે, યરદન ઓળંગવી તેમાં ખ્રિસ્તી માણસના મરણની સુંદર ઉપમા રહેલી છે. બન્યન કહે છે, કે પાણી તો ખરેખર મારા તાળવાને કડવાં અને મારા પેટને ઠંડાં લાગ્યાં, પરંતુ હું ક્યાં જતો હતો અને સામે કાંઠે મારી રાહ જોઇને ઊભો રહેનાર જે રક્ષક કે વળાવો મને મળવાનો હતો, તેનો વિચાર હું કરવા લાગ્યો ત્યારે એ વિચાર તો મારા હૃદયને ધગધગતા અંગારા સમાન લાગ્યો. યરદન નદી ઓળંગીને

સામે પાર જવાથી હેબ્રી લોકોને વિશ્રાંતિ મળી નહિ, પરંતુ એથી ઊલટું તેમને તો વારંવાર યુદ્ધ કરવું પડયું; તોપણ આટલું તો ખરૂં જ કે—અરણ્ય હવે જતું રહ્યું છે, અને વિશ્વાસથી જે દેશ હવે તેઓનો પિતૃદેશ થયો છે, તેમાં તેઓ પેસવા જાય છે; અને જ્યાં હવે વિશ્વાસ જતો રહે છે, અને તેની જગા આશા લે છે ત્યાં વિશ્વાસને આપવામાં આવેલાં વચનો પૂરાં થયા વગર રહેશે નહિ.

**પાસ્ખા પર્વ પાળવામાં આવે છે**—ગિલગાલમાં ઇસ્રાએલીઓ-ની છાવણી રહી એ દરમિયાન બે મુખ્ય બીનાઓ બની. એપ્રિલ મહીનો તે પાસ્ખા પર્વનો મહિનો કહેવાય છે. તે મહિનામાં તેઓએ પાસ્ખાપર્વ ફરીથી ઉજવ્યું, અને એને માટે જે બેખમીરી રોટલી જોઈએ તે કનાન દેશના ધાન્યમાંથી બનાવી. માન્ના હવે પડતું બંધ થઈ ગયું હતું, કારણ કે હવે એની જરૂર રહી નહોતી, અને એ ઉપરથી પ્રભુની કામ કરવાની રીત પણ લોકોને શિખવવામાં આવી. હવેથી તેઓને ખેતરો ખેડવાનાં હતાં અને મહેનતમજૂરી કરવાની હતી, અને એમ કરીને જોઈતો ખોરાક તેમને મેળવવાનો હતો. અરણ્યમાં તેમને જે રોજિંદો ખોરાક મળતો હતો તેના કરતાં ખેતરો ખેડીને મેળવેલો ખોરાક કદાપિ ઓછો ચામત્કારિક ગણાય, પરંતુ જેમ માન્ના પ્રભુ તરફથી મળતું હતું તેમજ ખેતરમાંની ઊપજ પણ તેમને પ્રભુ તરફથી જ મળતી હતી.

**શસ્ત્રસજ્જ પુરુષનું દર્શન**—ગિલગાલ આગળ જે બીજી મુખ્ય બીના બની તે યહોશુઆને થએલું એક શસ્ત્રસજ્જ પુરુષનું દર્શન છે; "યહોશુઆ"ના પુસ્તકમાં ધાર્મિક વૃત્તિને સૌથી ઊંચે શિખરે ચઢાવનાર આ બીના છે. યહોશુઆને માટે આ સમય ઘણા જ માનસિક ઉચાટ અને ચિંતાનો હતો, કારણ કે હવે જો પાછું વળવું હોય તો તેમ થઇ શકે તેવું નહોતું. જ્યાંથી તેઓ પાછા જઈ શકે નહિ એવી સ્થિતિએ તેઓ પહોંચ્યા હતા. તેઓ આગળ જ ગતિ કરી શકે, પાછા હઠવું એ હવે તેઓની શક્તિ અને સ્થિતિ બહાર હતું. જ્યારે પ્રભુનો સમર્થ હાથ આપણને જૂના માનવપણામાંથી નવા માનવપણાની સ્થિતિમાં લઇ જાય છે ત્યારે, જે ઇશ્વરી વિધાનથી આપણે એ સ્થિતિમાં આવ્યા તે, આપણને આપણી પૂર્વ સ્થિતિમાં જતાં અવરોધ કરે છે. તેથી યહોશુઆને હવે સાવચેતી

રાખવાની જરૂર પડી, કારણ કે બધા લોકોનો બોજ, અને જે કામ હાથમાં લીધું હતું તેનો બોજ, તેના મનને ભારે ચિંતારૂપ થઇ પડયો હતો. આવી ચિંતાની ઘડીએ યહોશુઆને ઉત્તેજન, દિલાસા તથા ચેતવણીની જરૂર હતી; તેથી જેમ મુસાને "ઝાડવા"માં પ્રભુનું દર્શન થયું, તેમ આ વખતે યહોશુઆને પણ પ્રભુનું દર્શન થયું, તે પરથી તેને દિલાસો તથા સુબોધ મળ્યા. "યહોશુઆએ પોતાની આંખે ઊંચી કરીને જોયું, તો જુઓ, તેની સામે એક પુરુષ ઊભો રહેલો હતો, ને તેના હાથમાં તાણેલી તરવાર હતી, ને યહોશુઆએ તેની પાસે જઇને તેને પૂછયું, કે તું અમારી ગમનો છે, કે અમારા શત્રુઓની ગમનો? ત્યારે તે બોલ્યો, ના, પણ યહોવાહના સૈન્યના સરદાર તરીકે હું આવેલો છું" (યહો. ૫; ૧૩-૧૫).

**આ દર્શનનો ખુલાસો**—હેબ્રી લશ્કરનો સેનાપતિ યહોશુઆ મોટી ભ્રમણામાં પડયો હતો, અને તેને લીધે આ શસ્ત્રસજ્જ પુરુષ "ના" કહી તેને ધમકાવે છે. યહોશુઆ બે પક્ષ અને તેમના બે સેનાપતિઓનો વિચાર કરતો હતો, એટલે એક હેબ્રી પક્ષ અને બીજો કનાની પક્ષ. આ સરદારને જોઇને તે આ જાણવા માગે છે, કે એ તે મારો મિત્ર થઇને મારી આગેવાની નીચે રહી લડશે કે કેમ? યહોશુઆના આ વિચારના જવાબમાં તેને કહેવામાં આવે છે "ના" અને એ "ના"નો અર્થ એ છે, કે તું મારા હાથ નીચે રહીને લડ અને **મારી** સરદારી નીચે રહે. તારી સરદારી નીચે રહીને હું લડું અને તું જે કંઇ યોજના કરે તેમાં હું સામેલ થઇને તને મારા બળથી નીભાવી રાખું એવી આશા તું રાખતો હો, તો તે ખોટું છે. **હથિયારબદ્ધ માણસ તે હવે સરદાર થાય છે.** અમેરિકામાં આંતરવિગ્રહ ચાલતો હતો તે વખતે કોઈ બીકણ પણ ધાર્મિક માણસે પ્રેસિડેન્ટ લિંકનને પૂછયું, કે "પ્રભુ તમારે પક્ષે છે એવી શું તમને પૂરેપૂરી ખાતરી છે?" લિંકને જવાબ આપ્યો, "એ વિષે હું કંઇ જાણતો નથી, અને એ વિષે મેં કદી વિચાર સરખોય કર્યો નથી. મારે તો જે જાણવાની જિજ્ઞાસા છે તે એ, કે આપણે પ્રભુના પક્ષમાં છીએ કે નહિ." પ્રિન્સિપલ સ્મિથ કરીને એક જણ કહે છે, કે આ દર્શન એક ખરી વાતનું ઉદાહરણ પૂરૂં પાડે છે, અને તે એ છે, કે પૃથ્વી પર પ્રભુનાં જે મોટાં મોટાં કામો ચાલે છે, તેના આગેવાનો ગમે તેટલા શ્રેષ્ઠ

અને શાંત હોય તોએ તેમને બીજાના નેતૃત્વની જરૂર હોય છે જ. એક ખડક એવો છે કે જે તેઓના કરતાં પણ ઊંચો છે. તેઓના સ્કંધો ભલે ગમે તેટલા વિશાળ હોય તોપણ બધી જવાબદારીનો બોજ એકલા તેમને જ ઊંચકવાનો નથી. ઇસ્રાએલના આખા ઇતિહાસનો ભાવ એ છે, તેઓ એવું સમજતા કે ઇશ્વર અમને દોરે છે અને અમારૂં રક્ષણ કરે છે; અને તેના બદલામાં તેઓ તેમને દોરનાર તથા તેમના રક્ષક પ્રત્યે પૂજ્યભાવ અને નમ્રતા દર્શાવતા હતા, પરંતુ એ વાત આ બનાવમાં જેવી સ્પષ્ટ રીતે પ્રગટ કરવામાં આવી છે તેવી આખા જૂના કરારમાં બીજે કોઈ ઠેકાણે પ્રકટ કરવામાં આવી નથી. ખાસ કરીને આ વાત યુદ્ધના સમયને લાગુ પડે છે એ તો દેખીતું જ છે. માણસો જો ચોકખા હાથના અને શુદ્ધ હ્રદયના ન હોય તો પ્રભુ તેમનો કાયમનો મિત્ર રહી શકતો નથી. હેબ્રી પ્રબોધકોએ જે ઉત્તમમાં ઉત્તમ કામ કર્યું છે તે એ, કે તેઓએ પ્રભુને ન્યાયી અને માણસમાં ન્યાયીપણું માગનાર તરીકે પ્રગટ કર્યો. "સર્વ યહુદાહ તથા બિન્યામીન, મારૂં સાંભળો; જ્યાં સુધી તમે યહોવાહના પક્ષમાં રહેશો ત્યાં સુધી તે તમારી સાથે રહેશે" (૨ કાળ. ૧૫; ૨).

## પ્રકરણ ૨૩મું

# કનાનનો કબજો—ત્યાર પહેલાં બનેલી બીનાઓ

(યહોશુઆ અધ્યાય ૬ : ૭ : ૧૦).

**યરેખો ઇસ્રાએલીઓને હસ્તગત**—યરેખો શહેર ઇસ્રાએલીઓને હસ્તગત થયું, એ વાતના બાઇબલમાં બે હેવાલ આપવામાં આવ્યા છે. એકમાં યરેખોને ઘેરો ઘાલવાની વાત આવે છે : "હવે ઇસ્રાએલ-પુત્રોને લીધે યરેખોને ચોક્કસ રીતે બંધ કરી દેવામાં આવ્યું હતું; કોઇ તેની બહાર આવતું નહિ, તેમજ કોઈ માંહે જતું નહિ" (યહો. ૬ ; ૧). આ ઘેરા વખતે હેબ્રીઓની સામે યરેખોના લોકોએ થોડી ઘણી ટક્કર ઝીલી હતી, એવું શખેમ આગળ યહોશુઆ જે વિદાયગીરીનું ભાષણ કરે છે, તે પરથી માલૂમ પડે છે : "તમે યરદન ઊતરીને યરેખો પાસે આવી પહોંચ્યા; ત્યારે યરેખોના માણસોએ તમારી સાથે યુદ્ધ કર્યું; અને મેં (પ્રભુએ) તેઓને તમારા હાથમાં સોંપી દીધા" (યહો. ૨૪; ૧૧). હેબ્રી. ૧૧ ; ૩૦ માં જે વાત આવે છે તે સૌથી પહેલી પ્રચલિત હતી. તેની સાથે વળી બીજું વૃત્તાંત પણ મેળવી દેવામાં આવ્યું છે. એમાં એમ જણાવવામાં આવ્યું છે, કે હેબ્રી દળે ૭ દિવસ સુધી યરેખો શહેરની પ્રદક્ષિણા કરી. તેઓની પ્રદક્ષિણા કરવાની રીત આ પ્રમાણે હતી : મોખરે રણશિંગડાં લઈને સાત યાજકો ચાલતા, તેઓની પછવાડે કરારકોશ ઊંચકનારા યાજકો કરારકોશ લઇને ચાલતા, અને તેઓની પછવાડે હેબ્રી લડવૈયા કૂચ કરતા. આ પ્રમાણે તેઓએ દિવસમાં એક વખત એમ ૭ દિવસ સુધી યરેખો શહેરની પ્રદક્ષિણા કરી. વળી પ્રદક્ષિણા વખતે તેઓ મૂંગે મોઢે ચાલતા, કોઇના મોંમાંથી એક શબ્દ પણ નીકળતો નહિ. પરંતુ સાતમા દિવસની પ્રદક્ષિણા વખતે રણશિંગડાં જોરથી ફૂંકવામાં આવ્યાં, "અને લોકોએ મોટો હોંકારો કર્યો, ત્યારે કોટ એમ ને એમ તૂટી પડયો, એટલે લોકોમાંનો પ્રત્યેક પુરુષ સીધો નગરમાં ધસી ગયો, અને તેઓએ નગર લીધું" (યહો. ૬;૨૦).

સર્વે બાબતોનું મૂળ તે ઇશ્વરની ઇચ્છા અને તેની જ ક્રિયારચના છે, એમ જાણવું એજ વિશ્વાસનો ખરો અર્થ છે; કારણ કે ઇસ્રાએલને માટે ઇશ્વરે જે જીવનમાર્ગ ઠરાવી રાખ્યો હતો તેની ખાતર, તે (ઇશ્વર) સર્વ બીનાઓનો સર્વશક્તિમાન યોજક છે એટલું જ નહિ પણ તે તેનો વિધાતા પણ છે.

બધા ઇતિહાસકારોનું કહેવું એવું છે કે જ્યારે જ્યારે યરેખો શહેરને ઘેરો ઘાલવામાં આવ્યો હશે, ત્યારે ત્યારે તે જીતાયા વિના રહ્યું નથી. શહેરની પછવાડે પહાડો આવેલા હતા, વળી શહેરમાં પાણી આવતું ઘણુંખરું અટકાવી શકાય એમ હતું, પરંતુ શહેરનો ભૂંડામાં ભૂંડો શત્રુ તો તેની માંહે જ રહેતો હતો, એટલે તેના લોકો નબળા હતા અને તેમ-નામાં લડાયક સ્વભાવ નહોતો. તેઓ સદોમ અને ગમોરાહના પડોશીઓ હતા; યરદનના નીચાણની શિથિલકારી અને ઉષ્ણતાળી ભૂમિમાં તેઓ રહેતા હતા, અને મોજીલું જીવન ગુજારતા હતા; એવું જીવન માણસોને બગાડે છે. બન્ને હેવાલો પરથી જણાય છે, કે ઘેરો ઘાલવામાં આવ્યો એટલામાં જ શહેર કબજે થયું; અને એ વાત ખરી છે. ત્યાર પછીના પણ દરેક ઘેરા વખતે એ શહેર એવી જ રીતે સહેલાઇથી કબજે થયું છે. રણશિંગડાંના અવાજની સાથે યરેખોનો કોટ તૂટી પડયો, એમ લખેલું છે. એમાં કાંઇ અતિશયોક્તિ નથી, એ તો એના આખા ઇતિહાસનો ઉપસંહાર છે.

**ઈસ્રાએલના યુદ્ધકાર્યમાં નીતિવિષયક ગુંચવણ**—ઇસ્રાએલી લોકોએ યરેખો શહેરને તદ્દન જમીનદોસ્ત કરી નાખ્યું, અને તે સમયના ઘાતકી રિવાજ પ્રમાણે જીતાએલા શહેરના બધા લોકોને શાપગ્રસ્ત ગણીને મારી નાખવામાં આવ્યા. હવે આવાં બધાં નિર્દય કર્મોમાં કંઇ પણ ખોટું નહોતું, એવું સમજાવવાને જાતજાતના પ્રયત્નો કરવામાં આવેલા છે, અને ઘણીવાર તો એવાં નિર્દય કૃત્યોના ન્યાયીપણા વિષે એટલે સુધી કહેવામાં આવે છે, કે તે બધાં ઇશ્વરની ઇચ્છાથી કરવામાં આવ્યાં હતાં. ઇસ્રાએલી લોકો એવું માનતા હતા એમાં તો કંઇ શંકા નથી; કારણ કે તેઓ જાતે નિર્દય અને ઝનુની હતા એટલું જ નહિ પણ તે અરસાના રિવાજો એવા નિર્દયતા ભરેલા હતા, તેથી એવા રિવાજોની આગળ તેઓ

અંધ બની ગયા હતા. પરંતુ જૂના કરારમાં જે જે બાબતો સમજવી આપણને મુશ્કેલ પડે છે તેનો ખુલાસો કરતાં આપણે એ ધ્યાનમાં રાખવું જોઇએ, કે આપણે ગમે તે જાતનો ખુલાસો કરીએ, પરંતુ તે એવો હોવો જોઈએ કે તેથી ઈશ્વરના ગુણુલક્ષણને કિંચિત્માત્ર એબ લાગવી ન જોઈએ.

ઇસ્રાએલીઓ ઘણી બાબતે તેમના આજુબાજુના પડોશીઓ જેવા જ હતા. તેઓ પોતાના દુષ્ટમાં દુષ્ટ અપરાધોનો દોષ પોતાના દેવોને વળગાડતા હતા, અને આ બાબતે ઇસ્રાએલીઓ બીજા લોકોના કરતાં કંઇ વધુ સમજુ કે સુધરેલા નહોતા. યહુદી લોકોના કેટલાક રીતરિવાજો વિષે વાત કરતાં આપણા પ્રભુએ કહ્યું હતું, કે એ રિવાજો એવા નિર્દય હતા એનું કારણ માણસોનાં "હૃદયોની કઠણતા જ." ત્યારે કનાન દેશની જીતના સંબંધી જે કમકમાટી ભરેલા બનાવોની વાત આપણે વાંચીએ છીએ, તેનો આપણે આજ દૃષ્ટિએ વિચાર કરવો જોઇએ. એવાં નિર્દય કૃત્યોની ન્યાયીતા દર્શાવવાનો પ્રયત્ન કરવો જોઇએ, તેમજ તેનો આરોપ ઈશ્વર ઉપર પણ મૂકવો ન જોઇએ. પોતાનાં દુષ્કૃત્યોનો દોષારોપ પરાત્પર યહોવાહને દઇને લોકો પોતાના અન્યાયો પર ઢાંકપીછોડો કરવાનો પ્રયત્ન કરે છે, પરંતુ ગીતકર્તા એવા પ્રયત્નોને વખોડી કાઢે છે ને કહે છે, કે "તેં ધાર્યું છે કે હું (દેવ) છેક તારા જેવો છું" (ગી. શા. ૫૦ ; ૨૧). વળી યૂના પ્રબોધકના પુસ્તક પરથી સમજાય છે, કે યૂનામાં તો કઠણ યહુદી ભાવ હતો, પરંતુ પ્રભુ પોતે નીનવેહનાં માણસોના લાભમાં આજીજી કરે છે. જો કે તેઓની દુષ્ટતાનો પોકાર તો યહોવાહને કાને ક્યારનોએ પહોંચી ગયો હતો (યૂના ૧ ; ૨) તોપણ તે તેઓનો પક્ષ ધરે છે, અને કહે છે, કે "આ મોટું નગર નીનવેહ કે જેની અંદર એક લાખ વીસ હજાર એવા લોક છે કે જેઓ પોતાનો જમણો હાથ કયો ને ડાબો હાથ કયો એટલું પણ જાણતા નથી, વળી જેની અંદર ઘણાં ઢોરઢાંક છે, તેના પર મને દયા ન આવે?" (યૂના ૪ ; ૧૧). એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે માણસનું હરકોઇ જાતનું જ્ઞાન (ઈશ્વર વિષેનું જ્ઞાન પણ) ક્રમે ક્રમે વધતું જાય છે.

જે કોઈ એ શહેરને ફરીથી બાંધે, તેના પર પણ તે વખતના રિવાજ પ્રમાણે શાપ ઉચ્ચારવામાં આવ્યો. "રાજાઓ"ના પુસ્તક

પરથી આપણે જોઈ શકીશું, કે આહાબ રાજાના વખતમાં હીએલ કરીને એક જણે યરેખો શહેર ફરીથી બાંધ્યું. પરિણામ એ આવ્યું, કે "યહોવાહે જે વચન નૂનના દીકરા યહોશુઆદ્વારા કહ્યું હતું, તે પ્રમાણે" (૧ રાજા. ૧૬ ; ૩૪) તેના બે દીકરાઓ મરણ પામ્યા.

**રાહાબ પહેલવહેલી યહુદી થનાર સ્ત્રી**—જાસુસોએ રાહાબને બચાવી લેવાનું વચન આપ્યું હતું (યહો. ૨). એ વચન પ્રમાણે એ શાપગ્રસ્ત શહેરના ખંડિયેરમાંથી રાહાબ અને તેના કુટુંબ સિવાય બીજું કોઇ બચી જવા પામ્યું નહિ. તેઓ બચી ગયાં એટલું જ નહિ પણ ઇસ્રાએલના ત્યાર પછીના ઇતિહાસમાં રાહાબ અને તેના વંશજોને માનપ્રદ સ્થાન મળ્યું. નવો કરાર તો એટલે સુધી કહે છે, કે દાઊદ રાજાના પૂર્વજોમાં રાહાબ પણ હતી, વળી એટલુ જ નહિ પણ આપણો પ્રભુ જે દાઊદના વંશમાં આવ્યો તેના પૂર્વજોમાંની પણ રાહાબ એક હતી. એ ઉપરાંત "હેબ્રીઓને પત્ર"નો લેખક જૂના કરારની વ્યવસ્થાનું ધર્મવિષયક વિવરણ કરતાં આ "અગ્નિમાંથી ખેંચી લીધેલા ખોયણા"ને વિશ્વાસના વીરોની તવારીખમાં દાખલ કરે છે, કારણ કે તેને તેના વિશ્વાસની ખાતર ખંડી લેવામાં આવી હતી. આ પરથી સમજી શકાય છે કે ઇસ્રાએલીઓના આખા ઇતિહાસ દરમિયાન ઇશ્વરની કૃપા પ્રવર્તી રહી હતી; જેમ મૂર્તિપૂજકોમાંથી જે લોકો ખ્રિસ્તી થતા તેઓના વિષે પુરાતન મંડળી કહેતી, કે "શહેરનો પુંજો તે જગતનો પ્રકાશ નીવડયો છે," તેજ વાત ઇસ્રાએલીઓને પણ લાગુ પડે છે.

**આય આગળ થએલો અનર્થ**—યરેખો શહેર સર થયું એટલે મધ્ય કનાનમાં દાખલ થવાનો માર્ગ ખુલ્લો થયો; અને પહાડોમાંના ઘાટમાં થઇને ઇસ્રાએલીઓ આગળ વધ્યા, અને બેથેલ પાસે આવેલા આય નગર પર હુમલો કર્યો. એ નગર બહુ નાનું, ગામડા જેવું હતું. એમ લાગે છે, કે હેબ્રીઓમાં ખોટો ભરોસો આવી ગયો હતો, કારણ કે એ શહેર જીતવાને તેઓએ બહુ નાનું લશ્કર મોકલ્યું હતું. પરંતુ આયના માણસોએ તેઓને પાછા હડાવ્યા અને તેઓની પાછળ પડીને તેઓને એવા તો માર્યા, કે ઇસ્રાએલી "લોકોનાં હૃદય પિગળીને પાણી જેવાં થઈ ગયાં" (યહો. ૭; ૫). થોડી વાર સુધી ઇસ્રાએલીઓને શું કરવું

તેની સૂઝ પડી નહિ. યહોશુઆ અને ઇસ્રાએલના વડીલો ગભરાઈ ગયા અને નાસીપાસ થઈ ગયા, અને એવા ને એવા કરારકોશ આગળ આવીને ઊંધા પડયા, અને ડગમગતા વિશ્વાસથી પ્રભુની વિનંતી કરી કે એ "અમારા નામ" તથા "તારા મોટા નામ વિષે" તું શું કરશે? (યહો. ૭; ૯). યહોશુઆની પ્રાર્થનામાં કેટલી બધી આતુરતા હતી તે આ શબ્દો પરથી જણાય છે, કે "હે પ્રભુ, ઇસ્રાએલીઓએ પોતાના શત્રુઓની સામે પીઠ ફેરવી છે તો હવે હું શું બોલું?" (૭; ૮). તેની નિરાશા પરથી લડવૈયા તરીકે યહોશુઆની યોગ્યતા કેટલી બધી હતી તે જણાય છે, કારણ કે શરૂઆતે થએલી હાર કે જીત વડે પોતાના સૈનિકોનાં મન પર કેટલી બધી અસર થશે તે તે સારીપેઠે જાણતો હતો.

**દુષ્ટ હૃદય અને દુર્બળ હાથ**—પરંતુ ઇસ્રાએલીઓની હારનું ખરૂં કારણ કંઇક જુદુંજ છે. ઓછાં માણસ મોકલ્યાં એટલુંજ માત્ર કારણ નથી, ખરૂં કારણ તો એથી ઘણું ઊંડું અને જુદું છે. તેઓ જીત પામ્યા નહિ, એનું કારણ એ હતું કે તેઓ જીત પામે એવી પ્રભુની મરજી નહોતી. ઇસ્રાએલમાં નીતિભ્રષ્ટતા થઈ હતી એ ખરૂં કારણ હતું. યરેખો વિષે લોકોને એવો સખત હુકમ મળ્યો હતો, કે "નગર તથા તેમાંનું સર્વ યહોવાહને સમર્પિત થશે;...શાપિત વસ્તુથી તમે પોતાને સર્વ પ્રકારે અલગ રાખો" (૬; ૧૭, ૧૮). કોઇનો હાથ કોઈ પણ વસ્તુને અડકે એ વાતનો ચોકખો નિષેધ કરવામાં આવેલો હતો. આવો નિષેધ ઘણી બાબતે ડહાપણયુક્ત હતો, કારણ કે હેબ્રીઓના યુદ્ધકાર્યમાં જ્યારે એવો નિષેધ પ્રગટ કરવામાં આવતો, ત્યારે તેમાં કેટલીક જાતની સદોષતા હતી ખરી, તોપણ તેનું એક શુભ ફળ એ આવતું, કે એથી લોકો પર એક જાતનો નૈતિક સંયમ મૂકવામાં આવતો, અને તેથી લૂંટ મેળવવાની હોય ત્યારે લટનારા જે અત્યાચારો કરે છે, અને જાત જાતની ભ્રષ્ટતા કરે છે, તેનો પૂરેપૂરો અટકાવ થતો. લશ્કરમાં ભંગાણ પડે છે, લોકોની પડાપડી થાય છે, અને લોભ, ઇર્ષા, વગેરે જાતના દુર્ગુણો ફાવી જાય છે, એ બધું એવા મનાઈ હુકમથી થતું અટકે છે.

દાખલા તરીકે ગયા મહાન યુદ્ધ (૧૯૧૪–૧૯૧૮) વખતે જર્મન લશ્કરે બેલ્જીઅમનાં શહેરો લૂંટયાં. એથી જર્મની દેશનું નામ બગડયું છે,

એટલું જ નહિ, પરંતુ કેટલાક લોકોના કહેવા પ્રમાણે જર્મન લશ્કરનું નીતિબળ પણ તૂટી ગયું હતું. નેપોલીઅન બોનાપાર્ટ સેંટ હેલેના ટાપુમાં દેશનિકાલ થયલો હતો. તે વખતે, સ્પેન દેશમાં તેણે જે અત્યાચારો કર્યા હતા તેનું સ્મરણ કરીને તે લખે છે, કે "એ બાબતમાં મેં શરૂઆત જ ખોટી કરી હતી. તે વખતે જે અનીતિ થઇ અને અન્યાય ગુજારવામાં આવ્યો, તે બધું છચોક હતું...એ કૃત્યથી યૂરોપ ખંડમાં મારી શાખ બગડી."

**લોભી આખાન**—આવો સખત મનાઇ હુકમ હોવા છતાં ઇસ્રાએલમાં કોઈક જણે એ હુકમને ન ગણકારીને મૂર્ખાઈ કરી હતી. હવે એવું કૃત્ય કરનાર કોણ હશે તેને શોધી કાઢયા વગર છૂટકો નહોતો. વળી એના પાપનો ચેપ આખા સમાજમાં પ્રસરેલો હતો તેથી આખી જમાતને યહોવાહ આગળ શુદ્ધ થવાની જરૂર હતી. જે માણસો જૂઠા અને પાપી છે તેઓને ઇશ્વર આશીર્વાદ દઇ શકતો નહિ. આપણે માટીનાં છીએ અને ઘડી ઘડી મેલાં થઇએ છીએ, માટે આપણા કાદવકીચડવાળા રસ્તામાં થઇને જતાં, આપણે પ્રભુને અર્પાવા લાયક થઇએ ત્યાર પહેલાં આપણે શુદ્ધ થવું જ જોઇએ. આ શુદ્ધિ કર્યા પછી ગુનેગારને શોધી કાઢવાને તપાસ કરવામાં આવી. તે તપાસ એટલી બધી ભયંકર હતી કે તે પરથી આપણને માણસજાતના છેલ્લા ન્યાયચૂકાદાનું ભાન થયા વિના રહે નહિ. પુરાતન કાળે એવો રિવાજ હતો, કે કોઇ પણ બાબત અચોક્કસ હોય, તો ચિટ્ઠી નાખીને તેનું નિરાકરણ કરી દેવામાં આવતું. પરંતુ જેમ જેમ ધર્મ અને વ્યવહારનો વિકાસ થતો ગયો તેમ તેમ આ પ્રાથમિક રીત નાબૂદ થતી ગઈ. તોપણ ચિટ્ઠી નાખવાની વાત કોઇ કોઇ ઠેકાણે શાસ્ત્રમાં વાંચવામાં આવે છે ખરી. પરંતુ આપણે એ યાદ રાખવું જોઇએ, કે કેટલાક ઇતિહાસકારોના કહેવા પ્રમાણે, ઇસ્રાએલમાં અને ગ્રીક લોકોમાં જ્યારે ચિટ્ઠીથી કોઇ વાતનો નિકાલ કરવામાં આવતો, ત્યારે જેના નામની ચિટ્ઠી નીકળે તેને ઈશ્વરને સોંપી દેવામાં આવતો. જો શિક્ષાને માટે ચિટ્ઠી નાખવામાં આવી હોય તો ચિટ્ઠીવાળો માણસ ઈશ્વરની શિક્ષાને પાત્ર થતો એ રીતે જોતાં એ રીત ઘણી ગંભીર હતી.

યહોશુઆએ આખી જમાતને એકઠી કરી. બાર કૂળમાંથી એક કૂળને પકડયું, એટલે યહુદાહના કૂળને એ આખા કૂળમાંથી એક કુટુંબને

પકડયું, એ કુટુંબમાંથી એક ઘરને પકડયું, અને તેમાંથી આખરે એક માણસને પકડયો. એ માણસ તે આખાન નામનો એક જણ હતો. તેણે પોતાનો ગુનો કબૂલ કર્યો. જે શબ્દોમાં તે પોતાના ગુનાનો ઈકરાર કરે છે તે સર્વ દુષ્ટતાનું મૂળ છે—"મેં જોયું...મને લોભ લાગ્યો... મેં લીધું" (યહો. ૭; ૨૧). પ્રત્યેક પાપનું વૃત્તાંત આવું જ છે. પ્રથમ તો મનમાં માત્ર વિચાર આવે છે. તે પછી પ્રબળ કલ્પના થાય છે. પછીથી મોજ મેળવવાનો વિચાર આવે છે, એ પછી ભૂંડી પ્રવૃત્તિ થાય છે, અને છેવટે એ પ્રમાણે કરવાને આપણે કબૂલ થઇએ છીએ. યરેખોની લૂંટમાંથી તેણે જે જે ચોરી લીધું હતું, એટલે એક સારો શિનઆરી જામો, અને થોડું સોનું, રૂપું, એ બધાંની કિમ્મત આશરે રૂા. ૨,૦૦૦ થાય, પરંતુ બજારભાવે એથી વધારે પડે ખરૂં. આવી રીતે ભૂંડાઈથી અને દગાથી આખાને જે કંઈ મેળવ્યું હતું તે તેને કંઇ કામમાં પણ આવતું નહોતું, કારણ કે પકડાઇ જવાની દહેશતથી તેણે તે જમીનમાં દાટી દીધેલું હતું. યહોશુઆના હુકમથી તે બધું ત્યાંથી ખોદી લાવવામાં આવ્યું, અને યહોવાહની આગળ એટલે કરારકોશની આગળ તે બધું રજુ કરવામાં આવ્યું. આ બનાવનું બાઈબલમાં સવિસ્તર વર્ણન કરવામાં આવેલું છે, કારણ કે એ પરથી કેટલીક એવી અગત્યની બાબતો શીખવામાં આવે છે, કે જે સર્વ જાતનાં પાપોના પરિણામમાં દેખાય છે:—(૧) પાપ આખા સમાજને નડે છે, (૨) તે પાપ કરનારનો નાશ કરે છે, (૩) જે ખરો લાભ અને ખરી મોજ છે, તેનું નિશાન પાપ કરવાથી ચુકાય છે. આપણે માટે તો તે જૂના કરારનું એક ઉદાહરણ છે. જે પરથી એવું બતાવવામાં આવે છે, કે સર્વ અન્યાય ઉઘાડા કરવામાં આવશે, અને જ્યારે આપણી ગુપ્તમાં કરેલી ભૂંડાઇ પ્રગટ કરવામાં આવશે, ત્યારે આપણે ગભરાઇશું અને નિરૂત્તર રહેવું પડશે.

આવા ક્ષુદ્ર અને ધિક્કારપાત્ર ગુનાને માટે તો એક જ શિક્ષા યોગ્ય છે. આ બનાવ બન્યો ત્યાર પૂર્વે એક હજાર વર્ષ પર હમુરબ્બીનો કાયદાસંગ્રહ અસ્તિત્વમાં આવ્યો હતો. એમાં મંદિર કે ઘરમાંથી માલ ચોરનારને મોતની સજા ફરમાવવામાં આવેલી હતી તે અનુસાર આખાનને એક ખીણમાં પથ્થરે મારી નાખવામાં આવ્યો. આ કરુણાજનક બનાવ પરથી

એ ખીણનું નામ ઘણા વખત સુધી "આખોર" અથવા "હેરાનગતિ" રહ્યું (૭; ૨૬). ત્યાર પછી ઘણા કાળે હોશીઆ નામનો એક પ્રબોધક થઈ ગયો. તે આ બનાવ પરથી મનરંજક ભવિષ્યકથન કરે છે, કે ફરીથી માણસના જીવનનો પુનરૂદ્ધાર કરવામાં આવશે: હું તેને (ઇસ્રાએલને)... આશાના દ્વાર તરીકે આખોરની ખીણ આપીશ" (હોશીઆ ૨; ૧૫).

**ઈશ્વરના પ્રકટીકરણની પ્રગતિ**—આખાન મરી ગયો, તેની સાથે તેની સ્ત્રી, તેનાં છોકરાં અને તેનું સર્વસ્વ પણ નાશ પામ્યું. તે વખતનો કાયદો એવો હતો કે તે પાપ કરનાર અને તેનાં સગાંસંબંધીઓ વચ્ચે ભેદ રાખે નહિ. એક પાપ કરે અને ઘણાં શિક્ષામાં તણાય. પરંતુ "પુનર્નિયમ" અને યિર્મેયાહના વખતમાં ઇસ્રાએલીઓ વિચારમાં આટલે સુધી આગળ વધ્યા, કે દરેક વ્યક્તિ મૂલ્યવાન છે, અને દરેક વ્યક્તિ પોતાના પાપને માટે જવાબદાર છે. "છોકરાંને લીધે બાપો માર્યા ન જાય; અને બાપોને લીધે છોકરાં માર્યાં ન જાય; દરેક માણસ પોતપોતાના પાપને લીધે માર્યો જાય" (પુન. ૨૪; ૧૬). આ પરથી આપણે જોઈ શકીએ છીએ, કે પવિત્ર શાસ્ત્રના નીતિનિયમો જેમ જેમ વખત વહેતો જાય છે તેમ તેમ સુધરતા જાય છે, અને વધારે ને વધારે શુદ્ધ બનતા જાય છે, એટલે સુધી કે આખરે ખ્રિસ્તમાં આપણે ઈશ્વરનું પૂર્ણ પ્રકટીકરણ અને તેનો પૂર્ણ માર્ગ જોઈએ છીએ. જૂના કરારની કોઈ પણ બાબતનો ખુલાસો કરતી વખતે આપણે આ વિચાર હમેશાં ધ્યાનમાં રાખવો જ જોઇએ કે તેના નિયમો શરૂઆતે અપૂર્ણ અને અણઘડ હતા, પરંતુ તે સંપૂર્ણતા અને સુધારા પ્રતિ ગમન કરતા હતા.

કદાપિ એમ હોય કે આખાનને લગતો જે કરુણાજનક બનાવ બન્યો તેને લીધે ઇસ્રાએલના સૈન્યમાં ભંગાણ પડયું. આખાનને લીધે આખા યહુદાહના કૂળને માઠું લાગે એ તો સ્વાભાવિક જ છે. યહુદાહની સાથે શિમઓન કૂળ પણ જોડાયું, અને તેઓ બન્ને બીજાં કૂળોથી જુદાં થઇને, દક્ષિણ કનાન જીતવા નીકળી પડ્યાં.

આખાનની આવી સખત અગ્નિપરીક્ષા થયા પછી અને તેથી નિપજતી શિક્ષા તેણે અને તેના કુટુંબે વેઠી લીધા પછી, શુદ્ધ કરાએલા ઇસ્રાએલી લોકો નવે નામે કનાન દેશ જીતવા નીકળ્યા. હવે આય નગર

(પથ્થરનો ઢગલો) ઈસ્રાએલીઓના હાથમાં આવ્યું, અને જેવો તેના નામનો અર્થ થતો હતો તેવી તેની દશા કરવામાં આવી. આ કામ થઇ રહ્યા પછી ગિબઓનના રહેવાસીઓએ કેવો પ્રપંચ રચ્યો તે વાર્તા આપણા વાંચવામાં આવે છે. જાણે બહુ દૂર દેશથી તેઓ આવતા હોય એવો તેમણે ડોળ કર્યો, અને એમ કરીને તેઓએ ઇસ્રાએલીઓની સાથે સંયુક્તતા કરી. જો કે તેઓએ ઇસ્રાએલીઓને ઠગ્યા હતા, અને એ પોકળ પાછળથી પકડાઇ ગયું હતું, તોપણ યહોશુઆએ ગિબઓનીઓને જે વચન આપ્યું હતું તે તેણે પાળ્યું, કારણ કે તે એમ માનતો હતો, કે "માણુસનો બોલ તે માણુસમાં રહેલો પ્રભુ છે." તેથી "યહોશુઆએ તેઓને ઇસ્રાએલપુત્રોના હાથમાંથી છોડાવ્યા, એટલે તેઓએ તેઓને મારી નાખ્યા નહિ" (યહો. ૯ ; ૨૬).

યહોશુઆના આ વિચારમાં ઇસ્રાએલના આગેવાન સરદારો પણ ભળ્યા. તેઓએ કહ્યું, કે અમે તેઓની આગળ ઇસ્રાએલના દેવ યહોવાહના સમ ખાધા છે; માટે અમારાથી તો તેઓને [આંગળી પણ] ન અડકાડાય" (૯ ; ૧૯). યુદ્ધની સંધિઓ ખરેખર પવિત્ર છે. તેઓનું ઉલ્લંઘન નજ થવું જોઇએ.

**બેથ-હોરોનની લડાઈ**—હેબ્રી લોકો ઠેરેઠેર જીત પામતા હતા તેથી ગભરાઇને, અને ગિબઓનીઓએ ઈસ્રાએલીઓની સાથે સંપ કર્યો હતો તેથી તેઓને શિક્ષા કરવાના હેતુથી, પાડપડોશના લોકોએ એકો કર્યો અને વેર વાળવાને એકઠા થયા. પરંતુ એટલામાં ગિબઓનના માણુસો તરફથી યહોશુઆને ગિલ્ગાલની છાવણીમાં એવો સંદેશો મળ્યો, કે "વહેલો આવીને અમને બચાવ, ને અમને સહાય કર" (૧૦ ; ૬). આ સંદેશો સાંભળીને યહોશુઆ શરણે આવેલા માણુસોની કુમકે જઇ પહોંચ્યો, અમોરીઓને હરાવ્યા, અને ઠેઠ બેથ-હોરોનના ઘાટ સુધી તેમની પાછળ પડીને તેમને માર્યા. એવામાં આકાશમાંથી એકાએક કરા પડયા, જેથી અરામીઓ ત્યાંથી પલાયમાન થઈ ગયા. આ યુદ્ધની વાત કરતાં વર્ણુનકાર "યાશાર"ના પુસ્તકમાંથી એક પદ્યટુક દાખલ કરે છે:—

સૂર્ય, તું ગિબઓન ઉપર સ્થિર રહે;
ચંદ્ર, તું આયાલોનની ખીણુ ઉપર સ્થિર રહે.

અને લોકોએ તેઓના શત્રુ ઉપર વેર વાળ્યું ત્યાં સુધી સૂર્ય સ્થિર રહ્યો ને ચંદ્ર થંભી રહ્યો (૧૦; ૧૨, ૧૩).

"ન્યાયાધીશો"ના પુસ્તકમાં દબોરાહ વિજયગાયન કરે છે, ત્યારે તે પણ આવી જ રીતે પ્રભુની સહાય માગે છે:

"આકાશમાંના તારાઓએ યુદ્ધ કર્યું;
તેઓએ પોતાની કક્ષાઓમાં સીસરાની સામે યુદ્ધ કર્યું"
(ન્યાય. ૫; ૨૦).

ગદ્યમાં જે વર્ણન કરવામાં આવેલું છે તેમાં પણ આ પદ્યનો ઉતારો કરવામાં આવેલો છે ખરો, પરંતુ તે એવા રૂપમાં કે જાણે કોઇ ખાસ બનાવ બનાવવાને માટે પ્રાર્થના કરવામાં આવી ન હોય! પરંતુ આપણે આટલું તો સહેલથી સમજી શકીએ છીએ, કે યહોશુઆના મનમાં એવી પક્કી ખાતરી હતી, કે જો પ્રભુની ઇચ્છા હોય તો, ઇસ્રાએલીઓ જય પામે ત્યાં સુધી દિવસ લંબાવવામાં આવશે. અને એવી ખાતરી ધરાવનાર માણસના મનમાં જે ઉન્નત લાગણી અને શ્રદ્ધા હોય છે તેનું પરાવર્તન એ પદ્યમાં દેખાય છે. આપણે ઘણીવાર એવું કહીએ છીએ, કે "જો આમ થયું ન હોત તો—!" બેથ-હોરોન આગળ જે ફતેહ મળી તેના વિષે પણ એમજ ધારવું જોઇએ, કે "જો આમ થયું ન હોત તો," એ ફતેહ મળત નહિ. આ લડાઇના પરિણામે તો કનાન દેશની જીત નક્કી થઇ ગઈ, કારણ કે અમોરીઓએ તો ત્યાંથી પલાયમાન કર્યું, અને તેઓ કોટબંધ નગરોમાં જઇ ભરાઈ ગયા. યરદન નદીને ઉપલાણે મેરોમનાં પાણી આગળ બીજું એક યુદ્ધ થયું. આ યુદ્ધથી ઉત્તર કનાનનો કબજો ઇસ્રાએલીઓને હાથ આવ્યો. આ પરથી ચોકખું દેખાઇ આવે છે કે યહોશુઆ યુદ્ધકળામાં નિપૂણ હતો, અને જીત મેળવવાને કયારે શું કરવું તે તે સારી પેઠે જાણતો હતો. વળી એજ વખતે દક્ષિણમાં, યહુદાહ અને શિમઓને કેનીઓની ટોળીઓ સાથે જોડાઇને હેબ્રોન જીતી લીધું; પણ "યરૂશાલેમના રહેવાસી યબૂસીઓને તો યહુદાહપુત્રો હાંકી કાઢી ન શકયા" (યહો. ૧૫; ૬૩). યરૂશાલેમ શહેર તો એટલું મજબૂત હતું કે ત્યાર પછી ઘણા કાળે દાઊદ રાજાના વખતમાં તે હેબ્રીઓના કબજામાં આવ્યું (૨ શમૂ. ૫; ૬).

## પ્રકરણ ૨૪મું

# પાલેસ્ટાઇન દેશ ઈસ્રાએલીઓને હસ્તગત—કાલેબ અને યહોશુઆ

(યહોશુઆ ૨૪; ૧-૩૧)

**ધીરે ધીરે લેવાયલો કબજો**—યહોશુઆના પુસ્તકના પૂર્વાર્ધમાં જે જે બીનાઓનું વર્ણન આવે છે, તે પરથી એ દેશ કેવો ધીમે ધીમે જીતાયો તે માલૂમ પડે છે. એ એક દિવસનું કે એક વરસનું કામ નહોતું, કારણ કે એ બધી લડાઇઓ લડતાં ઘણાં વરસો લાગ્યાં હતાં; અને એમ છતાં પણ આખો દેશ તો યહોશુઆના સમયમાં જીતાયો નહોતો, કારણ કે ન્યાયાધીશોના જમાનામાં અને ત્યાર પછી પણ આપણે વાંચીએ છીએ, કે ઈસ્રાએલીઓ જુદી જુદી પ્રજાઓ સાથે યુદ્ધમાં જોડાએલા જ હતા. તોપણ કેટલીક બાબતો તો સ્પષ્ટ છે; તે એ કે યહોશુઆની સરદારી નીચે રહીને ઈસ્રાએલીઓએ મધ્ય કનાન અને ઉત્તર કનાન સર કર્યો અને તેમાં તેઓએ વસવાટ કર્યો; દક્ષિણમાં પણ તેઓએ સંસ્થાન વસાવ્યું હતું; પરંતુ અંદર અંદર કેટલીક જગાએ અપરિચિત ભાગ રહી ગયો હતો. વળી પાલેસ્ટાઇન દેશની ફરતી સરહદ પર તો ઇસ્રાએલે કંઇ પણ મુલક જીત્યો નહોતો. ઉત્તરમાં ફેનીકીઓ, મધ્યમાં કનાનીઓ, અને દક્ષિણમાં નવા આવેલા પલિસ્તીઓ સમુદ્ર કિનારા પરના મુલક પર હકુમત ચલાવી રહ્યા હતા. પરંતુ ઈસ્રાએલ રફતે રફતે તે સર્વને હાંકી કાઢવાનો હતો. યહોશુઆના મરણ વખતે પણ ઘણી ભૂમિ સર કરવાની બાકી રહી હતી.

**દિગ્વિજય કેવા પ્રકારનો હતો**—ઈસ્રાએલી લોકો કનાન દેશનો જે જે ભાગ જીતતા તેના લોકોનાં તેઓ સમુચ્છેદ કરતા અથવા તો તેમનાં નગરોનો સમૂળગો નાશ કરતા, એવું માનવું ભૂલ ભરેલું છે. એવું કોઈ કોઇ વખત કરવામાં આવેલું ખરૂં, ઘણું કરીને દેશ જીતવાની શરૂઆતે ઈસ્રાએલીઓએ એવું કરેલું, કે જે નગર તેઓ જીતતા ત્યાંના લોકોને

તેઓ સમૂળગા મારી નાખતા અને તે નગરનો પણ નાશ કરતા. દાખલા તરીકે જુઓ યરેખો અને આય નગરના તથા તેમાંના રહેવાસીઓના હાલ. પરંતુ ઘણું ખરૂં તો એમ બનતું, કે જીતાએલા લોકો સાથે ઇસ્રાએલીઓ ભળી જતા. તેઓની પાસેથી ઈસ્રાએલીઓ ઉચ્ચ સંસ્કૃતિવાળું જીવન ગુજારતાં અને ખેતીવાડી કરતાં શીખ્યા. પરંતુ એનું શોચનીય પરિણામ એ આવ્યું, કે જેઓ વિજેતા હતા તે પોતે જ પરાજીત થયા; કારણ કે ઈસ્રાએલીઓ યહોવાહનો શુદ્ધ ધર્મ પાળનારા હતા, પણ હવે તો કનાનના અસલ રહેવાસીઓની સાથે સેળભેળ થવાથી તેઓનો ધર્મ પણ સેળભેળ થયો. તે દેશના મૂર્તિપૂજક રીતરિવાજો હેબ્રી ધર્મમાં દાખલ થયા, અને તેઓના ઉચ્ચસ્થાનોએ જે જે રીતો પાળવામાં આવતી હતી તે બધી નહિ તો થોડી ઘણી પણ, હેબ્રી ધર્મમાં પ્રવેશ પામી. પરિણામે ઘણા જમાનાઓ સુધી ઇસ્રાએલી પ્રબોધકોને, યહોવાહ સાચો તથા એકલો ઈશ્વર છે, અને બઆલ બનાવટી દેવ છે, એવી લડત ચલાવવી પડી. તેજ પ્રમાણે "પુનર્નિયમ"ના સુધારાવિષયક પુસ્તકમાં લોકોને ચેતવવામાં આવેલા છે, કે જો તમે અમંગળ સંબંધથી અળગા નહિ રહો તો તમારૂં પ્રજાકીય જીવન બગડી જશે.

**યુદ્ધનો અંત**—જ્યારે દેશનો મુખ્ય મુખ્ય ભાગ જીતવાનું કામ પૂરૂં થયું ત્યારે રેઉબેન અને ગાદ કુળના જે લોકો યુદ્ધ કરવામાં ભાગ લેવાને આવ્યા હતા, તેઓને યહોશુઆએ તેમની ભૂમિમાં પાછા મોકલ્યા. તેઓએ યરદનની પૂર્વ ગમનો પ્રદેશ પસંદ કર્યો હતો. તેઓને વિદાય કરતી વખતે યહોશુઆએ તેઓના વિષે પ્રમાણપત્ર આપતાં કહ્યું, કે "તમારા દેવ યહોવાહની આજ્ઞામાં ફરમાવેલી ફરજ તમે બજાવી છે" (યહો. ૨૨ ; ૩). મિસરમાંથી નીકળ્યા પછી ઇસ્રાએલીઓ જ્યાં જ્યાં ભટકયા અને જે જે યુદ્ધ તેઓએ કર્યાં એ દરમિયાન યુસફનાં હાડકાં તેઓની સાથે જ હતાં; અને હવે "શખેમમાં જે ભૂમિનો કટકો યાકૂબે પોતાના પુત્ર યુસફને આપ્યો હતો" તેમાં તેને દાટયાં. ઉત્પ. ૫૦ ; ૨૪માં જે વચનની વાત આવે છે તે ત્યારે દૈહિક આંખે કેટલું બધું અનિશ્ચિત અને દૂર લાગતું હતું, પરંતુ હવે, તે ઘણે વર્ષે પૂરૂં થાય છે, અને યુસફ હવે, એ વચન પૂરૂં પડતાં, તેના જાતિભાઈઓની સાથે જ છે.

**કાલેબ**—આપણે આગળ જોઇ ગયા કે કનાન દેશનો કબજો લેવામાં જુદાં જુદાં બાર કુળોએ ભાગ લીધો હતો. એ સર્વમાં યહોશુઆ અગ્રેસર હતો. પરંતુ ઘણે ભાગે દરેક કુળના લોકો પોતપોતાને ફાવતો મુલક જીતવા પડયા, અને દરેક પોતાના કુળના આગેવાનની સરદારી નીચે રહી યુદ્ધકાર્ય કરતું. આવા કુળસેનાપતિઓમાં કાલેબ પ્રધાનસ્થાને છે. એ હેબ્રી વંશનો પુરુષ નહોતો, પરંતુ યિથ્રો, રાહાબ અને એવાં બીજાં ઘણાંની પેઠે તે પરદેશી હતો. તે ઇશ્વરના પસંદ કરેલા લોકોની ભેગો મળી ગયો હતો, અને એમ કરવાથી દુનિયાના ઇતિહાસમાં તે મશહુર થયો છે, અને તેનું નામ ચિરસ્થાયી થયું છે. દેશની જાસુસી કરવાને જ્યારે બાર જણને મોકલવામાં આવ્યા હતા, ત્યારે એ બારમાં કાલેબ પણ એક હતો, અને જે બે જણે દેશ વિષે ઉત્તેજનદાયક અને સારો સંદેશો આપ્યો હતો, તેમાંનો એક યહોશુઆ અને બીજો કાલેબ હતો; વળી ખરી કસોટીને વખતે જ્યારે બીજા લોકો અવિશ્વાસુ માલૂમ પડયા હતા ત્યારે જે થોડા વિશ્વાસુ રહ્યા હતા, તેઓમાંનો એક એ કાલેબ હતો (ગણના ૧૪; ૨૪). તેના વિષે એવી સાક્ષી છે, કે તે "મારા માર્ગમાં સંપૂર્ણ રીતે ચાલ્યો છે," અને પ્રભુ તેના દેવની સાથે તેને એવો સારો સંબંધ હતો, તેથીજ તેનામાં આવો આશાભર્યો જુસ્સો ઉપજ્યો હતો, કે "આપણે તેમને હરાવવાને પૂરા સમર્થ છીએ" (ગણના ૧૩; ૩૦).

કાલેબ મુસાના જેવો માણસ હતો, અને તેનો વિશ્વાસ પણ મુસાના જેવો અડગ હતો. તેના વિષે સ્પર્જન કરીને એક પ્રખ્યાત ઉપદેશક કહે છે, કે "કાલેબ માણસો પર નહિ, પરંતુ હમેશાં પ્રભુ પર ભરોસો રાખતો, તેથીજ જ્યારે તોફાની પવન વાતો, ત્યારે તે પડી જતો નહિ પણ ટટાર રહી શકતો." કાલેબ જ્યારે ૮૫ વર્ષનો હતો ત્યારે તે પોતા વિષે કહે છે, કે "મુસાએ મને મોકલ્યો હતો તે દિવસે જેવો હું બળવાન હતો તેવો જ ...હજી આજ પણ છું" (યહો. ૧૪; ૧૧). અને આટલી વૃદ્ધ વયે તેણે હેબ્રોન જીત્યું હતું. યહો. ૧૪; ૧૩માં એક ઘણો રસિક બનાવ વર્ણવેલો છે—"યહોશુઆએ તેને આશીર્વાદ આપ્યો." યહોશુઆ અને કાલેબ બન્ને સહયોદ્ધા હતા, તે બન્નેએ સરખા અનુભવ કર્યા હતા, સાનુકૂળ અને પ્રતિકૂળ સંજોગોમાં તેઓ સાથે ને સાથે જ રહ્યા હતા, અને તેઓની મૈત્રી

મરણ લગી ટકી હતી. દેશમાંના શાંતિપ્રિય માણસોના જેવો કાલેબ હતો, અને તેનું શાંત હૃદય, ઈશ્વર જે નિર્વિકાર અને નિશ્ચિત છે, તેના પર આધાર રાખનારૂં હતું. "જે ચાકરને તેનો ધણી આવીને એમ કરતો દેખે, તેને ધન્ય છે" (માત્થી ૨૪ ; ૪૬).

**શખેમ આગળ મળેલી સભા**—યહોશુઆ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો હતો ત્યારે તેનામાં કંઇક પ્રબોધકના જેવો જુસ્સો આવ્યો હતો; અને જેમ મુસાએ લોકોને વિદાયગીરીનું ભાષણ આપ્યું હતું, તેમ યહોશુઆએ પણ પોતાનો મરણસમય નજીક આવતાં લોકોને એકઠા કરી વિદાયગીરીના બે બોલ કહ્યા હતા. એબાલ અને ગરીઝીમ પર્વતોની તળેટી આગળ શખેમમાં તેણે ઇસ્રાએલીઓની એક મોટી સભા ભરી. એ પ્રસંગને માટે એ સ્થળ યોગ્ય જ હતું. કારણ, કે ઈબ્રાહીમ જ્યારે પહેલવહેલો આ દેશમાં આવ્યો હતો, ત્યારે તેણે આજ જગાએ પ્રથમ વેદી બાંધી હતી; અહીં જ તેને પહેલવહેલું વચન મળ્યું હતું. આજ શખેમના ઓકવૃક્ષ તળે યાકૂબે તેની સ્ત્રીઓએ આણેલી મૂર્તિઓને દાટી દીધી હતી. આવી બધી જૂની યાદગીરીઓને માટે આ સ્થળ નામીચું થએલું હતું. પરંતુ તેને વિશેષ નામીચું થવાને એક બીજું પણ કારણ હતું. યુસફનાં હાડકાં આ સ્થળે દાટવામાં આવ્યાં હતાં. આવા સ્થળે બોલાવીને, પ્રભુએ અત્યાર સુધી ઇસ્રાએલીઓ પર જે દયા દર્શાવી હતી અને શિક્ષાને વખતે શિક્ષા કરી હતી, એ બધાંનું યહોશુઆએ તેઓની આગળ ગતાવલોકન કર્યું. તેઓના માર્ગમાં ઘણી વાર ઘોર અંધકારરૂપ સંજોગો આવ્યા હતા ; પરંતુ એ કરતાં પણ તેમના ભવિષ્યમાં વધારે ઘોર અંધકારરૂપ સંજોગો આવવાનો સંભવ હતો, કારણ કે તેઓનાં હૃદયો ચંચળ હતાં, અને તે સાથે નવી ભૂમિનાં પરીક્ષણો ભારે હતાં. તોપણ એ બધા પર પ્રભુના વિશ્વાસુપણાનો સુસ્થિર પ્રકાશ પડતો હતો. "યહોવાહે ઇસ્રાએલનાં સંતાનોને જે જે સારાં વચનો આપ્યાં હતાં તેમાંથી એકે નિષ્ફળ ગયું નહિ; સર્વ ફળીભૂત થયાં" (યહો. ૨૧ ; ૪૫)

યહોશુઆ જે એક વીરપુરુષ હતો તેના નિષ્કપટ અને વિશ્વાસુ હૃદયમાંથી જે છેલ્લાં વચન નીકળે છે તે આ હતાં, કે "પ્રામાણિકપણાથી અને સત્યથી યહોવાહની સેવા કરો" (યહો. ૨૪ ; ૧૪). પરંતુ લોકોએ

તેના ઉત્તરમાં જે વચનો આપ્યાં તે બહુ સહેલાં સહેલાં હતાં. વગર વિચારની પ્રતિજ્ઞાઓ અને નિશ્ચયતાઓથી તેમણે વચન આપ્યાં હતાં, પરંતુ યહોશુઆને તેમને ફરીથી યાદ દેવડાવવું પડ્યું, કે તમે જે પસંદગી—યહોવાહની સેવા કરવાની—કરો છો, તેમાં કેટલી જવાબદારી રહેલી છે તેનો બરાબર વિચાર કરો. આપણો પ્રભુ ખ્રિસ્ત પણ તેની પાછળ આવનારાઓને વારંવાર એવું કહેતો, કે મારી પાછળ આવવું તે તરવારની ધાર પર ચાલવા બરોબર છે (લુક ૯; ૫૭–૬૨). યહોશુઆએ તેમને કહ્યું, કે "તમારાથી યહોવાહની સેવા નહિ કરાય" (૨૪; ૧૯). કારણ કે યહોવાહની સેવા કરવી હોય તો તે પૂરા મનથી, પૂરી બુદ્ધિથી અને પૂરા બળથી કરવી જોઇએ. યહોવાહની સેવાનું બારણું સાંકડું છે (માત્થી ૭; ૧૩), અને તેમાં પેસવા આવનાર જ્યાં સુધી પૂરેપૂરૂં આત્મ-સમર્પણ કરતો નથી અને પૂરા ભક્તિભાવથી આવતો નથી, ત્યાં સુધી તેમાં પેસવું એ બની શકે તેમ નથી. આટલું આટલું યહોશુઆ કહે છે, તોપણ લોકો ફરીથી કહે છે, કે "એમ નહિ બને; પણ અમે તો યહોવાહની જ સેવા કરીશું" (૨૪; ૨૧). આ પરથી યહોશુઆને ખાતરી થઇ કે તેઓ ખરા ભાવથી જ બોલે છે; પછી તેણે તેઓની વાત માની. ત્યાર પછી ફરીથી નવે નામે કરાર કરવામાં આવ્યો (યહો. ૨૪; ૨૫), અને એક મોટો પથ્થર ત્યાં આગળ સાક્ષીરૂપે ઊભો કરવામાં આવ્યો. એ પથ્થર એવી સાક્ષીરૂપ હતો, કે અહીં આગળ આખી પ્રજાએ પોતાના ખરા પ્રજાકીય જીવનની શરૂઆતે યહોવાહની સેવા કરવાને પોતાનું સમર્પણ કર્યું હતું. આવી રીતે યહોશુઆનું જાહેર જીવન પૂર્ણતાએ પહોંચ્યું. યહોવાહ અને લોકો એ બેની અરસપરસ સુપરત કરવામાં આવી. ત્યાર પછી જે લોકોએ યહોવાહની સેવા કરવાનું માથે લીધું હતું તેઓની ટીપમાં યહોશુઆ પણ પોતાનું નામ નોંધાવતાં કહે છે, કે "હું ને મારા ઘરનાં તો યહોવાહની જ સેવા કરીશું" (૨૪; ૧૫).

**મહાન વીર યહોશુઆનો અંતકાળ**—તે વખતે જો કોઇ માણસ ૧૧૦ વર્ષ જીવે તો તે આદર્શ અને સંપૂર્ણ જીવન ગણાતું હતું. યહોશુઆ પણ એટલી વયે પહોંચીને મૃત્યુ પામ્યો, અને તેના વતનમાં એટલે તિમ્નાસેરાહમાં તેને દાટવામાં આવ્યો (૨૪; ૩૦). તેનું ચારિત્ર્ય

તેના કામમાં જ રહેલું છે. ઈસ્રાએલપુત્રોને એક પ્રજારૂપ બનાવવામાં મુસા અને દાઊદની સાથે યહોશુઆને પણ માન ઘટે છે. તેઓએ જે પ્રજા ઘડી તે તો આત્મિક બાબતોમાં આખી દુનિયાને શિક્ષકરૂપ નીવડી છે. જૂના કરારમાં યહોશુઆને નિર્ભય અને દોષરહિત યોદ્ધો ગણવામાં આવેલો છે.

યહોશુઆ વિષે જે છેલ્લી વાત કહેવાની છે તે એ, કે તેની અસર ચિરસ્થાયી હતી. કોઇ કોઇ વખત એવું બને છે, કે કોઇ સારો માણસ મરી જાય છે ત્યારે તેની અસર પણ તેની સાથે નાશ પામે છે. એકાએક કોઇ મોટી જ્યોતિ બુઝાઇ જાય છે, અને ત્યાર પછી કંઈજ પ્રકાશ રહેતો નથી. પરંતુ જે ખરેખરો મહાન અને સારો માણસ છે, તેની અસરનો પ્રકાશ તો ઝબકતો જ રહે છે. જે માણસોમાં એવી વ્યક્તિના જેવો બુદ્ધિપ્રભાવ અને વિશ્વાસ નથી હોતો, તેઓ પણ એ બુદ્ધિપ્રભાવ અને વિશ્વાસના પ્રકાશને આશરે આશરે તેની પાછળ જાય છે, અને એ અસર ઘણા કાળ સુધી ટકે છે. યહોશુઆની ઉચ્ચમાં ઉચ્ચ પ્રશંસા તો આ વાક્યમાં રહેલી છે, કે "યહોશુઆની આખી જિંદગી સુધી, ને જે વડીલો યહોશુઆની પાછળ જીવતા રહ્યા, અને યહોવાહે જે સર્વ કામ ઈસ્રાએલને સારૂ કર્યાં હતાં, તે જેઓ જાણતા હતા તેઓના જીવતાં સુધી ઈસ્રાએલે યહોવાહની સેવા કરી" (યહો. ૨૪; ૩૧).

